# પ્રકાશકનું નિવેદન



છેલ્લાં કેટલાંએક વર્ષોથી જાપાને આપણું ઘણું લક્ષ ખેંચ્યું છે. ભારતવર્ષથી છઠ્ઠા ભાગની વસ્તી ધરાવનાર, પોણા બે લાખ જેટલા નાના ક્ષેત્રફળવાળા અને નિત્ય ધરતી-કંપથી ધ્રૂજી રહેલા જાપાને જોતજોતામાં સાધેલી પ્રગતિથી એણે દેશે દેશનું ધ્યાન પોતાના તરફ આકર્ષ્યું છે. અને એ કારણે એ દેશ વિષે, એની સંસ્કૃતિ વિષે, એની રહેણી કરણી અને પ્રણાલિકાઓ વિષે કંઈક જાણવાની ઇંતેજારી હોય, એ સ્વાભાવિક છે.

પ્રત્યેક દેશને પોતપોતાની નિરનિરાળી સંસ્કૃતિ હોય છે. આ મૌલિક સંસ્કૃતિમાં જ એ દેશની વિશિષ્ઠ જીવન પ્રણાલી અને પ્રાચીનતા રક્ષાયેલી હોય છે. એનો અભ્યાસ અને અવલોકન રાજકીય આંટીઘૂંટીઓ કે રાજનૈતિક દાવપેચો

પરથી નથી થઇ શકતો. રાજકારણી પ્રકરણમાં આજે જાપાનનું નામ વાયડું બન્યું છે; પણ એથી એના આંતરિક જીવનમાં વહેતા સંસ્કૃતિપ્રવાહને જરા ય વિઘ્ન નડતું નથી. એ પ્રવાહ પાર્લામેન્ટો, મોટાં સૈન્યો કે દાવપેચોની દુનિયાથી દૂર દૂર લોકજીવનના આંતરમાં, પ્રજાના ગૃહજીવનમાં વહેતો હોય છે.

આ ઉપરાન્ત જાપાન વિષે કંઇક જાણવાની આપણી ઇંતેજારી હિંદ અને જાપાનની કેટલીક સામ્યતાઓને લીધે પણ ઠીક વધેલી છે. હિંદની પવિત્ર ભૂમિ પર પ્રગટેલો બૌદ્ધધર્મ એ જ જાપાનનો માનનીય ધર્મ! હિંદયાત્રા જાપાની–ભક્તોને મન કલ્યાણયાત્રા સમ લેખાઇ છે. આપણો હિંદ મોટે ભાગે ખેતીપ્રધાન દેશ છે. જાપાનના લોકોમાં પણ પચાસ ટકાથી વધુ ભાગ ખેતી પર નભે છે. પુષ્પો અને રંગોનો શોખ હિંદી જીવનમાં ઠીક દેખાય છે. આ શોખ જાપાની પ્રજામાં પૂરેપૂરો ખીલેલો છે. ચેરીફૂલો ખીલે ત્યારનો વસંતોત્સવ એ તો ઈ. સ. ૮૧૨ થી જાપાનીઓનો મહાન ઉત્સવ લેખાતો આવ્યો છે.

આ તો બાહ્ય–દેખીતી સામ્યતા પણ ત્યાંના આંતર-જીવનમાં વહેતી શ્રદ્ધા, રસિકતા, વહેમો અને દેવાંશી કલ્પના લૂણાડૂ હિંદુ જીવનને મળતી છે. ત્યાંની સ્ત્રીઓના જીવનની માન્યતાઓ પણ કેટલાક ફેરફાર સાથે આપણા સ્ત્રીજીવનને મળતી હોય છે. રાજસંસ્થાને ઈશ્વરી સંસ્થા માનવાની શ્રદ્ધા આપણી જેમ ત્યાં પણ પ્રવર્તે છે. સામુરાઇ યોદ્ધાની વાતો સાંભળીએ ત્યારે આપોઆપ આપણને મેવાડના કોઇ રણબંકા ક્ષત્રિયયોદ્ધાની યાદ જાગવે છે.

આ ઉપરાંત જાપાનના જીવનમાં વહેતા કળાપ્રવાહે અને વાણિજ્ય કુશળતાએ ખરેખર દુનિયાને આકર્ષી લીધી છે. આવા જાપાનના આંતરજીવન પર પ્રકાશ પાડતું એક પુસ્તક જાપાનની એક લેખિકા તરફથી 'A daughter of the Samurai' નામે બહાર પડેલું. આ પુસ્તક ટુંક સમયમાં એટલી ખ્યાતિ પામી ગયું કે સાહિત્યમાં અમરગ્રંથ તરીકે લેખાયું. તેની અનેક આવૃત્તિઓ પ્રગટ થઈ અને તે ચપોચપ ઉપડી પણ ગઈ.

એ અમરગ્રંથનો સારગ્રંથ તે 'જાપાનની રમણી!' એનાં અનુવાદક શ્રીમતી કપિલા મહેતાએ ખૂબ કાળજીપૂર્વક એ મોટા દળદાર ગ્રંથને, એનાથી ચોથા ભાગના પુસ્તકમાં સમાવી, આખા ગ્રંથનો સાર કેવલ ૨૦ પ્રકરણોમાં વાચકને આપી દીધો છે. વાંચક જોઈ શકશે, કે સંક્ષેપમાં પણ મૂળ પુસ્તકનો સારભાગ ઘણી ઝીણવટથી તારવી લેવામાં આવ્યો છે.

આ ગ્રંથનું મૂળ નામ છે 'સામુરાઇની પુત્રી' આ સામુરાઇ વિષે ટુંક પરિચય આપવો વાચકને મદદગાર થઈ પડશે. સામુરાઇ વર્ગ વર્ષોથી ક્ષાત્રજીવન ગાળતો આવ્યો છે. દેશના જાગીરદારો માટે અને રાજા માટે લડવું એ એમનો ધર્મ મનાયો હતો. આ વર્ગ અર્થોપાર્જનને હેય ગણતો અને લડાઈ વિનાના કાળમાં એ સાહિત્યિક જીવન ગાળતો. સામુરાઇ યોદ્ધો સ્ત્રીસન્માન, પરાજિત વર્ગ તરફ ઉદારતા અને સ્વમાનપ્રિયતા માટે પંકાતો. સ્વમાન-ભંગ અને મૃત્યુ વચ્ચેનો ભેદ એ બરાબર પિછાણતો.

આ પછી ઇ. સ. ૧૮૬૮માં જાપાનમાં રાષ્ટ્રીય એકીકરણ થયું અને મિકાડોની સત્તા જન્મ પામી. નવા રાજતંત્રમાં દેશના ડાહ્યાઓને લાગ્યું કે લડાયક શકિત માટે કેવળ સામુરાઈ વર્ગ પર ભરોંસો રાખવો ઠીક નથી; અને તે માટે આખા દેશને લડાયક તાલિમ આપવી શરૂ કરી. આ વખતથી સામુરાઈનું મહત્વ ઘટવા માંડયું, પણ તેઓ તો ત્યાગવીરો હતા.

તેમણે તરત નવીન ક્ષેત્રોમાં પગ પેસારો કર્યો. ટુંક સમયમાં તો પોતાની ચતુરતા અને ડહાપણથી તેઓ ઇજનેરીમાં, વિજ્ઞાનમાં, સાહસોમાં, વેપારમાં ને નૌકાશાસ્ત્રમાં પારંગત થયા. આજના જાપાનનો ઇતિહાસ એવા અનેક સામુરાઈ દેશભકત વીરનરોથી મધમધી રહ્યો છે. આ આત્મત્યાગી નરોનાં બલિદાનો પર જાપાનની ઉન્નતિની મહેલાત ચણાયેલી છે.

આ મહાન સામુરાઈઓના ગૃહજીવનમાં વહેતા સંસ્કાર પ્રવાહનું દર્શન પ્રસ્તુત પુસ્તક દ્વારા કરાવવામાં આવ્યું છે; જે આજનાં કુમાર, કુમારિકાઓને રસપ્રદ અને બોધદાયક થઈ પડશે.

આ પુસ્તક પ્રકાશન અંગે નિમિત્તભૂત બનનાર શ્રીયુત મણિલાલ બાલાભાઈ નાણાવટી, ડેપ્યુટી ગવર્નર, રિઝર્વ બેન્ક ઓફ્ ઇન્ડિયાના અમો અત્યંત ઋણી છીએ. તેઓ પોતાના જાપાનના પ્રવાસ પછી તે અંગેની જાણવા જોગ ને ઉપયોગી માહિતી મળે તે માટે સારો પ્રયાસ કરી રહ્યા છે. થોડા વખત પહેલાં તેમના જ પ્રયાસથી જાપાનની

કેળવણી નામનું સુંદર પુસ્તક તેઓશ્રીની સમૃદ્ધ પ્રસ્તાવના સાથે પ્રગટ થયું હતું. આ પુસ્તકમાં પણ તેઓએ કિંમતી પ્રસ્તાવના લખી આપી અમારા ઋણનો બોજો વધાર્યો છે. તેઓશ્રી પાસેથી આ જાતની અમો વધુ ને વધુ આશા રાખીએ છીએ.

પ્રકાશક

# અનુવાદકની નોંધ

"એ ડાટર ઓફ ધી સામુરાઈ" પુસ્તકનો અનુવાદ કરવાનું સૂચન મારા મુરબ્બી અને સ્નેહી શ્રી. મણિલાલ બાલાભાઈ નાણાવટી, ડેપ્યુટી ગર્વનર, રીઝર્વ બેન્ક ઓફ ઇન્ડીયા, તરફથી થયું હતું, અને એમના પ્રોત્સાહનને લીધે જ મેં આ કાર્ય હાથમાં લીધું હતું. અને આ પુસ્તક બહાર પડી શક્યું છે, એ સઘળા બદલ તથા પ્રસ્તાવના બદલ હું એમની અત્યંત ઋણી છું.

અનુવાદ કરવામાં મૂળ પુસ્તકમાંથી ઘણી બાબતો જે ખાસ અગત્યની નહોતી તે કાઢી નાખી છે અને કેટલેક ઠેકાણે માત્ર સારાંશ જ આપ્યો છે. છતાં ય ઘણો ખરો ભાગ તો ભાષાંતર જ છે. મારી માન્યતા છે કે વાચકને જાપાનના ગૃહજીવન, સ્ત્રીજીવન, તેની ભાવના અને આદર્શોનાં સુંદર ચિત્રો આ પુસ્તકમાંથી મળી રહેશે. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓના મિશ્રણથી જીવનપર શી અસર થાય છે, તે વિશે લેખિકાના જીવનમાંથી ઘણું જાણવાનું મળે છે. પણ એ બધાં કરતાંય સ્ત્રીજીવનની ભાવનાઓ અને રહસ્યને વ્યક્ત કરતા એક ચિત્ર તરીકે આ પુસ્તક ઘણું અગત્યનું

છે. શરમાળ છતાંએ ધૈર્ય અને હિંમતવાળી, પ્રણાલિકામાં માનનાર છતાંએ અંતરના માનવ અવાજને ઓળખનાર, સમભાવી અને સહનશીલ, પતિ અને કુટુંબ પ્રત્યે વફાદારી સમજનાર અને પાળનાર અને સેવા જીવનમા ગૌરવ લેનાર એવી એત્સુબોનું જીવન બીજાઓને જરૂર પ્રેરણારૂપ થશે એમ મને આશા છે.

આ પુસ્તકના મુખપૃષ્ઠ પર જે ચિત્ર છે તેની પાછળ મૂળ લેખિકાની એક સુંદર કલ્પના રહેલી છે. ચેરી ફૂલો સુકાઈ અને ચીમળાઈ જાય ત્યાં સુધી છોડ પર નહિ રહેતાં તાજા અને સુવાસિત સ્થિતિમાં જ ખરી પડે છે. ચેરીફૂલ સામુરાઇ જીવનનું તેમજ જાપાનના નૌકાબળ તથા લશ્કરનું પ્રતિક છે. યુવાનીમાં આત્મભોગ આપીને મરી જવું, એ સામુરાઇનો આદર્શ છે. સામુરાઈ વૃત્તિના ચિન્હ જેવા ચેરી ફૂલની પાંખડીઓ વીણીને પોતે નાજુક પુષ્પમાળ બનાવે છે એવી લેખિકાની કલ્પના ચિત્રમાં આલેખાયલી છે.

છેલ્લે આ અનુવાદ કરવામાં તથા પ્રુફો તપાસવામાં મારા પતિ શ્રી. ચંપકલાલ અમૃતલાલ મહેતાએ જે મદદ કરી મને ઉત્તેજન આપ્યુ છે, તેની અત્રે લેખિત નોંધ લેતાં મને આનંદ થાય છે.

કરાંચી તા. ૫–૫–૧૯૩૮ કપિલા મહેતા

# પ્રસ્તાવના

ઈ. સ. ૧૯૩૬ ની સાલમાં મેં જાપાનની મુસાફરી કરી હતી. તે વખતે તે દેશની આર્થિક અને સામાજિક સ્થિતિનો કંઈક અભ્યાસ મેં કર્યો હતો. જીવનના હરેક વિભાગમાં તે દેશે ઘણી જ પ્રગતિ કરી છે, જેમાંથી હિંદુસ્થાનને ઘણું જ જાણવાનું અને શીખવાનું મળી શકે. લગભગ ૭૫ વરસ ઉપર જાપાન આપણા જેવી જ સ્થિતિમાં હતું, પણ દેશના દુરંદેશી નેતાઓએ પોતાના દેશની વૃદ્ધિ માટે કેવા ઉપાયો લેવા જોઈએ, તે અંગે દેશ અને પરદેશની સ્થિતિનો વિચાર કરી દિશા નક્કી કરી હતી. અને તે મુજબ આજે પણ તેઓ કામ કર્યે જાય છે. કળા–કૌશલ્ય, હુન્નર-ઉદ્યોગ, સામાજિક જીવન વગેરે દરેક બાબતોમાં તેમણે પોતાના દેશની સ્થિતિને અનુસરીને પરિવર્તનો કર્યાં છે.

**આ** પ્રગતિનો મુખ્ય પાયો એ દેશની કેળવણીની પદ્ધતિ ઉપર રચાયેલો છે. આ પદ્ધતિ ઘણી જ વિચારપૂર્વક રચાયેલી છે. અને તેને એવી સ્થિતિએ લાવી મૂકી છે કે જે માટે જાપાનના લોકો ઘણી મગરૂબી ધરાવે છે.

છે. શરમાળ છતાંએ ધૈર્ય અને હિંમતવાળી, પ્રણાલિકામાં માનનાર છતાંએ અંતરના માનવ અવાજને ઓળખનાર, સમભાવી અને સહનશીલ, પતિ અને કુટુંબ પ્રત્યે વફાદારી સમજનાર અને પાળનાર અને સેવા જીવનમા ગૌરવ લેનાર એવી ઐત્સુબોનું જીવન બીજાઓને જરૂર પ્રેરણારૂપ થશે એમ મને આશા છે.

આ પુસ્તકના મુખપૃષ્ઠ પર જે ચિત્ર છે તેની પાછળ મૂળ લેખિકાની એક સુંદર કલ્પના રહેલી છે. ચેરી ફૂલો સુકાઈ અને ચીમળાઈ જાય ત્યાં સુધી છોડ પર નહિ રહેતાં તાજાં અને સુવાસિત સ્થિતિમા જ ખરી પડે છે. ચેરીફૂલ સામુરાઇ જીવનનું તેમજ જાપાનના નૌકાબળ તથા લશ્કરનું પ્રતિક છે. યુવાનીમાં આત્મભોગ આપીને મરી જવું, એ સામુરાઇનો આદર્શ છે. સામુરાઈ વૃત્તિના ચિન્હ જેવા ચેરી ફૂલની પાંખડીઓ વીણીને પોતે નાજુક પુષ્પમાળ બનાવે છે એવી લેખિકાની કલ્પના ચિત્રમાં આલેખાયલી છે.

છેલ્લે આ અનુવાદ કરવામાં તથા પ્રુફો તપાસવામાં મારા પતિ શ્રી. ચંપકલાલ અમૃતલાલ મહેતાએ જે મદદ કરી મને ઉત્તેજન આપ્યુ છે, તેની અત્રે લેખિત નોંધ લેતાં મને આનંદ થાય છે.

કરાંચી તા. ૫–૫–૧૯૩૮

કપિલા મહેતા

કના હાથે લખાયલા પુસ્તકમાંથી લેવાય તો સારું એ ઇરાદાથી એત્સુ ( Estu Inagaki Sugimoto ) નામની સ્ત્રી લેખિકાને હાથે લખાયેલું એ ડૉટર ઑફ ધી સામુરાઇ ( A daughter of The samurai ) [ ક્ષાત્રકન્યા ] નામના પુસ્તકનો અનુવાદ કરાવી ગુજરાતની જનતા આગળ મૂકવામાં આવે છે.

જાપાનીસ લેખકોની અંગ્રેજી ભાષામાં છપાયેલી કૃતિઓમાં " એ ડૉટર ઑફ ધી સામુરાઇ " નામની એક જાપાનીસ યુવતીની આત્મકથા ઉચ્ચ સ્થાન ભોગવે છે. એ પુસ્તક પ્રથમ સને ૧૯૩૩ માં બહાર પડયું હતું. અને વાંચક વર્ગમાં એટલું બધું પ્રિય થઇ પડયું હતું કે એક જ વર્ષમાં તેની છ વખત પ્રતો છપાઈ હતી. લેખિકાની સરળ અને હૃદયસ્પર્શી શૈલી, ઉત્તમ વર્ણનશક્તિ, જાપાનની સંસ્કૃતિનું દિગ્દર્શન, પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓનું લેખિકાના જીવનમાં અજબ મિશ્રણ, એ સૌને લીધે સાહિત્ય જગતમાં આ પુસ્તકની છાપ બહુ ઊંડી પડી હતી. સાહિત્ય વિવેચકોએ સર્વત્ર આ પુસ્તકનાં ઘણાં જ વખાણ કર્યાં છે અને જગતની અમર જીવનકથાઓમાંની આને એક ગણવામાં આવી છે.

લાગણીઓ અને વિચારો ભાષા દ્વારા વ્યક્ત નહિ કરતાં, રીતભાત અને વર્તનમાં સીધા ઉતારવાનો પ્રયત્ન કરવામાં આવે છે. તેવી જ રીતે જાપાનીસ સંસ્કૃતિની પાછળ રહેલા મુખ્ય સિદ્ધાંતો લેખિકાના જીવનમાંથી તારવવાના રહે છે. એ ચાર મુખ્ય સિદ્ધાંતો ઉપર જેટલો આધાર જાપાનની સંસ્કૃતિ રાખે છે; તેટલો દુનિયાની બીજી કોઇપણ સંસ્કૃતિ ભાગ્યે જ રાખતી હશે. આનું મુખ્ય કારણ, જાપાનીસ પ્રજાની પોતે દેવાંશી હોવાની તથા પોતાનો દેશ એ દેવોએ પસંદ કરેલ ભૂમિ છે એવી દૃઢ માન્યતા છે.

જાપાનના રાજ્યવંશ અને પ્રજાનો અખંડ ઇતિહાસ ભૂતકાળની પુરાણી કથાઓમાં વિશ્વાસ પૂરે છે અને આત્મશ્રદ્ધામાં ઉમેરો કરે છે. બધાં દેવ-દેવીઓમાં શ્રેષ્ઠ સૂર્યદેવના સીધા વંશજ તરીકે જાપાનના શહેનશાહને સૌથી પવિત્ર, દેવાંશી અને સામાન્ય મનુષ્યોથી પર ગણવામાં આવે છે. જાપાનના બે હજાર વર્ષ ઉપરાંતના ઇતિહાસે જે સંસ્કૃતિ ઘડી છે, તેનું મુખ્ય રહસ્ય રાષ્ટ્રપ્રેમ અને ધર્મભાવનાનું સુંદર મિશ્રણ છે. જાપાનમાં રાજ્યનિષ્ઠા, દેશભક્તિ, રાષ્ટ્રપ્રેમ એ માત્ર પ્રસંશાપાત્ર ભાવનાઓ જ નહિં ગણાતાં, ધાર્મિક જીવનનું મુખ્ય અને અગત્યનું અંગ મનાય છે જાપાનીસોના દેશપ્રેમ પાછળ ધર્મનું મહાન બળ રહ્યું છે. રાષ્ટ્રપ્રેમ અને ધર્મભાવનાના સંમિશ્રિત પાયા પર રચાયેલી જાપાનીસ સંસ્કૃતિના મુખ્ય ત્રણ સિદ્ધાંતો છે.

[૧] વફાદારી
[૨] પિતૃભક્તિ
[૩] સંયમ અને શિસ્તપાલન

આ સિદ્ધાંતો જાપાનીસ પ્રજાના જીવનમાં કેવા ઓતપ્રોત થયા છે, તેનો થોડો ઘણો ખ્યાલ આ પુસ્તક વાંચવાથી આવી શકશે. અત્રે માત્ર એક જ બાબત પર ધ્યાન દોરી આ પ્રસ્તાવના હું સમાપ્ત કરીશ.

ગ્રંથકર્તાના જીવનમાં ત્રણ મહત્ત્વના બનાવો, પોતાના પિતા, પતિ અને માતાના અવસાન વિષે માત્ર આડકતરી રીતેજ મૂળ પુસ્તકમાં ઉલ્લેખ છે. લાગણીને કેટલી હદ સુધી જાપાનીસ લોકો રોકી શકે છે, દબાવી શકે છે એ બતાવવા આ સચોટ દાખલો છે. આ પણ સંયમનો જ એક પ્રકાર છે અને જાપાનીસ સંસ્કૃતિમાંથી આપણે જે ખાસ અનુકરણ કરવા જેવું છે, તેમાં સંયમ અને શિસ્તપાલનનો પણ સમાવેશ થાય છે.

સરોજનિવાસ,
વીલેપારલે
તા. ૧૬-૫-૩૮

મણિલાલ બાલાભાઇ નાણાવટી

# અનુક્રમણિકા

# પ્રકરણ ૧ લું.

## હિમપ્રદેશ

પરદેશીઓ જાપાનને સૂર્ય અને ચેરી ફૂલોનો પ્રદેશ કહે છે, કારણ કે મોટે ભાગે તેઓ જાપાનના સમશીતોષ્ણ એવા દક્ષિણ અને પૂર્વ ભાગોથી પરિચિત હોય છે. પણ ઉત્તર અને પશ્ચિમ ભાગ શીત પ્રદેશ છે; અને ત્યાં ડીસેમ્બરથી એપ્રીલ માસ સુધી જમીન બરફથી સતત છવાયલી રહે છે. એવા પ્રદેશમાં આવેલ એચીગો પ્રાન્તમાં અમારું ઘર હતું. શિયાળામાં સર્વત્ર બરફ પથરાઈ રહેતો અને રસ્તામાં બરફનો એટલો બધો ઢગલો થતો કે તેની ટોચ ઘરના છાપરાથીયે ઊંચે જતી. એ બરફના ઢગલાઓ ઉપર ચઢવાની અને રમવાની છોકરાંઓને ખૂબ મજા પડતી. રસ્તાની એક બાજુથી બીજી તરફ જવા માટે બરફને કોતરીને અંદરથી રસ્તો કરવામાં આવતો. નિશાળેથી પાછા ફરતાં, બરફમાંથી કોતરી કાઢેલી વાટમાં બેસીને સૂર્યના આછા

પ્રકાશમાં વાંચવાની અમને ખૂબ ગમ્મત પડતી, અને કોઈ ઋષિ જાણે ગુફામાં બેસી આછા અજવાળામાં અભ્યાસ કરતા હોય એમ હું મને પોતાને કલ્પતી.

કીસો પર્વતની લાંબી હાર એચીગોને જાપાનના મુખ્ય ભાગથી જુદો પાડે છે. જુના વખતમાં આ ભાગને એક દૂરના થાણા તરીકે અને રાજ્યદ્વારી કેદીઓ તથા ધર્મ સુધારકોના દેશનિકાલ માટેના સ્થળ તરીકે ગણવામાં આવતું. એ દિવસોમાં જાપાનમાં રાજદ્વારી અગર ધાર્મિક સુધારાઓ તરફ સહિષ્ણુતા બહુ ઓછી હતી. એચીગોમાં રાજદ્વારી કેદીઓ મોટે ભાગે મરણવશ થતા અગર ત્યાંના સાદા ગામડીઆ કુટુંબોમાં ભળી જતા. પણ ધાર્મિક સુધારકોને ત્યાં વિશેષ અનુકુળતા પડતી. તેઓ શાંતિથી પોતાનું કાર્ય લોકોમાં ચાલુ રાખતા અને તેમના પ્રયાસોને લીધે બૌદ્ધ ધર્મ એચીગોમાં એટલો બધો પ્રસરેલો હતો કે આ પ્રાન્ત સારાએ જાપાનમાં બૌદ્ધ ધર્મના કિલ્લા જેવો ગણાવા લાગ્યો હતો. એચીગોમાં અલોપ થએલા પિતાની શોધમાં યાત્રાળુના વેશે ફરતા શ્રીમંત અને અમીર યુવાનોની કરુણ વાતો અમારા સાહિત્યમાં ઘણી છે.

પુરાણા કિલ્લાવાળા નાગાઓકા ગામમાં અમારું ઘર હતું. ઘરમાં મારા બાપુ, બા, પૂજ્ય દાદીમા, એક ભાઇ અને બહેન 'તથા હું, અમે એટલા હતાં. તે ઉપરાંત મારા બાપુનો ખાસ નોકર જીયા, મારી આયા ઇશી તેમજ કીન અને તોશી, એટલા નોકરો હતા. મારી બીજી બેનો પરણેલી

હતી અને દૂરના ગામોમાં રહેતી હતી. માત્ર સૌથી મોટાં બેન અમારા ઘરથી અડધા દિવસને રસ્તે રહેતાં હતાં. હું તેમને ત્યાં રીક્ષામાં ઘણી વાર જતી; અને કોઇ કોઇ વાર તે અમને મળવા આવતાં.

મારા બાપુ એક વખત નાગાઓકાના હાકેમ હતા. પણ મીકાડોની સત્તાના પુનરુત્થાન (Restoration) પછી તેમની અમલદારી જતી રહી હતી. અને થોડો વખત જેલ પણ ભોગવવી પડી હતી. એચીગોની પ્રજા મીકાડોને દૈવીપુરુષ તરીકે માનતી અને લૌકિક રાજસત્તા શોગન (વંશપરંપરાથી ઊતરી આવેલ અમીર અને લશ્કરનો મુખ્ય નેતા)ના હાથમાં રહેવી જોઇએ એ મતની હતી. શોગનપક્ષની છેવટે હાર થઇ અને મીકાડાની રાજ્યસત્તા ફરી સ્થપાઇ. મારા બાપુ કેદ પકડાયા હતા અને જેવી મારા બાને એ વાતની ખબર પડી કે તરત જ તેમણે અમારી અસલ હવેલીને દુશ્મનના હાથમાં જતી અટકાવવા આગ લગાડીને ભસ્મીભૂત કરી. અમે રહેતાં તે મકાન ત્યારપછી પાછળથી બાંધવામાં આવ્યું હતું.

મારા બાપુને વર્ષમાં બે વાર રાજધાની ટોકીયોમાં હોદ્દાની રૂએ જવું પડતું તે હવે બંધ થયું હતું, તો પણ વર્ષમાં એકવાર ટોકીયો જવાનો ક્રમ તેમણે કાયમ રાખ્યો હતો. જીયા બાપુની સાથે મુસાફરીમાં દર વખતે જતો, અને તેમના મેનેજર તરીકે તેમનો બધો વ્યવહાર ચલાવતો. સામુરાઇ વર્ગ વેપાર-ધંધા અને દ્રવ્ય-સંપાદન તરફ અણગમો ધરાવતો હતો. સૈકાઓ થયાં લડાયક પ્રવૃત્તિમાં

અને રાજતંત્રમાં અગ્રભાગ લેવાથી દ્રવ્ય-સંપાદનની પ્રવૃત્તિઓથી સામુરાઈઓ તદ્દન અલગ અને બિનઅનુભવી રહ્યા હતા. ઉયા જેટલો પ્રમાણિક આત્મા બીજો ભાગ્યે જ હશે, પણ બાપુને ફાયદો કરવાની ધગશમાં એક વખત ઝટ પૈસા મળી જાય એ હેતુથી બનાવટી ધંધો કર્યો હતો. બાપુ આ વિષે કશું જાણતા નહોતા છતાંએ નામ સાચવવા તેમને પૈસા ભરવા પડયા હતા.ભોળા વફાદાર નોકરોનાં હૃદય ડહાપણ કરતાં હેતથી વધુ ભરેલાં હતાં.

# પ્રકરણ ૨ જું.

## વાંકડીઆ વાળ

ફ્રીઓટોમાં આગ લાગવાથી પ્રખ્યાત હૅાંગવાનનું મંદિર નાશ પામ્યા વિષે એક દિવસ મંદિરમાંથી પાછા ફરતાં નોકરો ઉત્તેજિતપણે વાતો કરતા હતા. શીન પંથનું એ મુખ્ય મંદિર હતું અને તેને ફરી બાંધવા માટે આખા દેશમાંથી મદદો આવતી હતી, પણ અમારા ભાગમાં એ પંથનો પ્રચાર સૌથી વિશેષ હતો એટલે એચીગો પ્રાન્ત મદદ આપવામાં મોખરે હતો. નાગાઓકામાં ઉત્સાહ અનેરો હતો.

એક દિવસ રસ્તા પરથી જતા લોકોને જોતાં જોતાં દરવાજામાં હું અને ઈશી ઊભાં હતાં. રસ્તેથી જતી બધી સ્રીઓને માથે વાદળી અને સફેદ રંગનું કપડું વીંટાળેલું હતું.

"બધાં માથે કપડું શું કામ બાંધે છે?" મેં પૂછ્યું.

"તે લોકોએ પોતાના વાળ કાપી નાખ્યા છે" ઈશીએ કહ્યું.

"એ બધી વિધવાઓ છે ?" મેં અજાયબીથી પૂછયું. વિધવા સ્ત્રી પોતાના ગળાથી નીચેના વાળ કાપીને ધણીની સાથે જ દાટે એવો અમારે ત્યાં રિવાજ છે.

ઈશીએ મને સમજ પાડતાં કહ્યું કે મંદિરના વચલા લારોઠિયાને ખેંચવા માટે વાળનું દોરડું તૈયાર કરવાનું હતું તે માટે આ બધી સ્ત્રીઓએ વાળ આપ્યા હતા. ધાર્મિક ઉત્સાહમાં એક સ્ત્રીએ તો પોતાના એટલા બધા વાળ કપાવી નાંખ્યા હતા કે ત્રણ વર્ષ સુધી તેના પોતાના લગ્ન મુલતવી રાખવા પડયા હતા. ટૂંકા વાળ સાથે કોઇ છોકરી પરણી નહિ શકે એવી અમારે ત્યાં પ્રથા હતી, અને વિધવા જેવા ટૂંકા વાળવાળી કન્યાને પરણવું એ અપશુકન ગણાતું.

જે દિવસે બધી લેટો કીઓટો લઇ જવાની હતી તે દિવસે મારા બાળક–મનને તો જાણે દુનિયા આખી નાગાઓકામાં આવી વસી હોય તેમ લાગ્યું. આજુબાજુના ગામડાંઓ તો બધાં ખરેખર જ અહીં ઠલવાયાં હતાં. ઇશી મને મંદિરમાં ઉત્સવ જોવા તેડી ગઈ. અમે ઊભા હતાં ત્યાં સામે બુદ્ધની ભવ્ય મૂર્તિ રથમાં હતી અને બે શણગારેલા બળદ આગળ ઊભા હતા.

ઈશીએ કહ્યું "એત્સુ–બો–સામા ! જુઓ, પવિત્ર બુદ્ધ ભગવાન આજે યાત્રાએ નીકળે છે. ઘણા વર્ષે પહેલી જ વાર

આજે પવિત્ર ધામમાંથી બહાર આવે છે." બળદોએ ધૂંસરી ખેંચી, અને મૂર્તિ આગળ ચાલતાં "નામુ અમીદા બુત્સુ" (બુદ્ધને નમન)ના અવાજોથી આખું વાતાવરણ ગાજી ઊઠયું. રથને બે બાજુએ દોરડાં બાંધેલાં હતાં અને અનેક લોકો તેને પકડીને ચાલતા હતા.અમે પણ સરઘસમાં જોડાયાં. મારું હૃદય પૂજ્ય ભાવથીભરપૂર હતું. તે દિવસની મારા હૃદય પર પડેલી અનેરી છાપ કદી ભૂંસાય એમ નથી.

તે દિવસે મૂર્તિની પ્રતિષ્ઠાપનની બધી વિધિમાં મને રસ નહોતો પડયો, પણ મૂર્તિની સામે વેદી પાસે એક મોટા કાજળ-રંગી દોરડા તરફ મારું ખાસ ધ્યાન ખેંચાયું હતું. માથે કપડું વીંટાળેલી ઘણી સ્ત્રીઓ રસ્તામાં જોઈ હતી તે દિવસ મને યાદ આવ્યો. અને દિલગીરી સાથે મારા પણ વાળ મોકલ્યાનો દિવસ યાદ આવ્યો, કારણ કે મારી બહેનના લાંબા ચકચકતા વાળ પાસે શરમાવે તેવા મારા ટુંકડા, વાંકડીઆ વાળ હતા.

આટલાં બધાં વર્ષો પછી પણ વાંકડીઆ વાળ માટે મારે સહન કરવી પડેલી વેદનાઓ યાદ કરતાં મને કંપારી છૂટે છે. વાંકડીઆ વાળ જાપાનમાં સારા નથી ગણાતા, એટલે મારા વાળ સરખા રહે અને વળી નહિ જાય એટલા માટે વાળ ઓળનારી બાઈ મારા માથામાં ઊની ઊની ચા અને અમુક પ્રકારનું તેલ નાંખતી અને વાળ ખૂબ કચકચાવીને બાંધતી. એથી મારું માથું ભારે થઈ જતું અને આંખના પોપચાં ઊંચા ચઢી જતાં. રાત્રે હું લાકડાના

ઓશીકા પર સંભાળીને માથું રાખ [illegible]
છતાં મારા કપાળ ઉપરના અને બોચી પરના વાળમાં બીજે દિવસે સવારે વળ પડવાના જ. ભીંતે લટકતી તસ્વીરોમાં રાજદરબારી સ્ત્રીઓના સીધા લાંબા વાળ જોઇ મને કેવી અદેખાઇ આવતી !

એક દિવસ વાળ ઓળનારી બાઇ ઉપર હું ચીડાઈ ગઇ હતી. બા તે સાંભળી ગયાં હતાં એટલે તેમણે પાછળથી મને બોલાવી. હું ઉદાસ ચહેરે તેમને નમન કરી તેમની પાસે બેઠી. મારી સામે કડક દૃષ્ટિ નાંખી તેમણે કહ્યું, "એત્સુકો, તું જાણતી નથી કે વાંકડિયા વાળ એ પશુના જેવા વાળ છે ! સામુરાઈ કન્યાને પશુ જેવા થવાની ઇચ્છા નહિ હોવી જોઇએ."

મારી સાતમી વર્ષ–ગાંઠની ઉજવણીને દિવસે પણ મને બહુ શરમ લાગી હતી. પશ્ચિમના દેશોમાં યુવતીઓના સમાજપ્રવેશની પાર્ટીઓને જેટલું મહત્ત્વ આપવામાં આવે છે તેટલું જ મહત્ત્વ અમારે ત્યાં આ વર્ષગાંઠની પાર્ટીને આપવામાં આવે છે. અમારાં બધાં સગાં જમવા આવ્યાં હતાં અને મને માનની જગ્યા પર બેસાડી હતી. મેં સુંદર ઝભલું પહેર્યું હતું, પણ મારા વાળ બહુ જ મહેનત લઈને ઓળવામાં આવ્યા હોવા છતાં એક બે વાળની લટો તેમની સખ્ત કેદમાંથી છટકી ગઈ હતી. મારાં એક કાકીએ કહ્યું, "આ એત્સુને કાંઈ સારું પહેરાવવું એ નાંખી દીધા જેવું છે. એથી તો તેના કદરૂપા વાંકડિયા વાળ તરફ વધારે ધ્યાન જાય છે."

બાળકનું મન કેટલું દુભાઈ શકે! તે ઘડી તો મને થયું કે મારા સુંદર પોષાકમાં આખી સમાઇ જાઉં અને નષ્ટ થઇ જાઉં. હું સીધી નજરે હાલ્યા ચાલ્યા વગર બેસી રહી હતી. બીજી પળે ઇશી હાથમાં ભાત લઈને આવી અને મારી સામે જોયું ત્યારે મેં તેને દુભાતી જોઈ. હું જાણતી હતી કે તેણે પણ ટીકા સાંભળેલ હશે.

તે રાત્રે ઇશી મારાં કપડાં ઉતારવા આવી ત્યારે હંમેશ મુજબ રસોડાનું કામ પૂરું થયા પછી તેણે પોતાને માથે બાંધેલું કપડું કાઢી નાંખ્યું નહોતું. થોડીવારમાં જ મને કારણની ખબર પડી. જમણ પૂરું થયું કે તરત તે મંદિરે ગઈ હતી અને તેના જેવા વાળ મને આવે એવી પ્રાર્થના કરી પોતાના સુંદર લાંબા વાળ મંદિરમાં ધરી આવી હતી. મારું અંતઃકરણ હજીએ તેના સ્નેહાળ ભોગ માટે આભાર માને છે. કોણ કહે છે કે જે બાળકને તે હેતથી જોતી હતી. તેને શરમથી બચાવવા સારુ આપેલ આ આત્મભોગની કદર ઈશ્વરને નહોતી? તેની પ્રાર્થના ફળી અને મારે એવા દેશમાં રહેવાનું થયું કે જ્યાં વાળ વાંકડીઆ હોવા એ શરમભરેલું નહોતું ગણાતું.

# પ્રકરણ ૩જું

## શિક્ષણ

સ્કૂલમાં દાખલ થવા જેટલી મારી વય થઇ તે પહેલાં તો મારી કેળવણીના ઇતિહાસ અને સાહિત્યના પાયા નંખાઇ ગયા હતાં. મારા દાદીમા વાંચનના શોખીન હતા અને તેમની પાસે બેસી રોજ સાંજે અમે વાતો સાંભળતા. આ રીતે ધર્મકથાઓ તેમજ મોટી ઐતિહાસિક વાર્તાઓમાંના પાત્રોથી હું પરિચિત થઇ ચુકી હતી. મારી બીજી બહેનો કરતાં મને જુદા જ પ્રકારની કેળવણી આપવામાં આવી હતી, કારણ કે સાધ્વીને લાયક કેળવણી મને આપવાનું નક્કી કરવામાં આવ્યું હતું. આનું કારણ એ હતું કે જન્મ વખતે મારા નાભિની દોરી મારે ગળે માળાની માફક વીંટળાયલી હતી. સાધ્વી તરીકે જીવન ગળાવવાનો આ ઇશ્વરી નિર્દેશ છે એમ સામાન્ય માન્યતા હતી. મારાં બા અને દાદીમા આ વાત અંતઃકરણથી માનતાં. જાપાનીસ કુટુંબોમાં ઘર વિષે તેમજ બાળકો વિષે

સ્ત્રીઓની ઇચ્છા પ્રમાણે બધું કરવામાં આવે છે, એટલે મારા બાપુએ તેમની ઇચ્છાને માન આપ્યું હતું અને એક ધર્માચાર્યને મારા શિક્ષક તરીકે રાખ્યા હતા. પૂજાની વિધિઓ શીખવવામાં બહુ થોડો વખત ગાળી બાકીનો વખત તેઓ મહાત્મા કોન્ફ્યુશીઅસનાં નીતિસૂત્રો મને શીખવતા. આ સિદ્ધાંતો સાહિત્ય સંસ્કૃતિના પાયારૂપ ગણાતા અને મારા બાપુ તેને તે જમાનાનું ઉચ્ચમાં ઉચ્ચ નૈતિક શિક્ષણ ગણતા હતા.

મારા શિક્ષક જેટલી ગંભીરતાથી પોતે ધર્મોપદેશ કરતા એટલી જ ગંભીરતાથી મને શીખવતા. પોતાની જગ્યા પર બેઠા પછી તે બિલકુલ હાલતા નહિ અને મારે પણ અધો વખત હાલ્યા વગર તદ્દન સ્થિર બેસવું પડતું. એક વખત હું હાલી. પાઠ ચાલતો હતો ત્યારે અધવચ્ચે કાંઈક કારણથી બેચેની થઈ અને મેં જરા મારું શરીર ફેરવ્યું. મારા શિક્ષકના મ્હોં પર બહુ જ ઓછો અચંબો દેખાયો, પણ તરત ધીમા અને ગંભીર સ્વરે ત્યાંથી પાઠ અધૂરો રાખવાનું કહ્યું. તો શરમથી બ્હીલી પડી ગઇ. સંત કોન્ફ્યુશીઅસની છબીને તથા મારા શિક્ષકને ધીમેથી વંદન કરી હું મારા બાપુને હંમેશની માફક કહેવા ગઇ. "કેટલું જલદી તારું કામ ખલાસ થયું ?" એ તેમણે અજાણતા કરેલી ટીકા તો મને મરણઘંટ જેવી થઇ પડી હતી.

શારીરિક કષ્ટ અભ્યાસમાં મનને મદદ કરે છે એવી માન્યતા સામાન્ય હતી. આરામને અભ્યાસ વખતે દરેક રીતે

દૂર કરવામાં આવતો અને અઘરામાં અઘરા પાઠો અને વધુમાં વધુ કલાકનું શિક્ષણ કડકડતા શિયાળામાં રાખવામાં આવતું. હું કોમળ હતી તેથી કેટલીક વખત મારાં બાને મારે માટે ચિંતા થતી. એક વખત મારા બાપુજી અને બા વાત કરતાં હતાં ત્યારે હું તેમની પાસે જઇ ચઢી.

"સ્વામીનાથ" તેમણે કહ્યું, "કોઇ કોઇ વખત મને વિચાર કરવાની ધૃષ્ટતા થાય છે કે આપણી એત્સુબોનો અભ્યાસ તેને માટે વધુ પડતો અઘરો નથી ?" (અમારે ત્યાં છોકરાના નામ પાછળ "બો" અને છોકરીના નામ પાછળ "કો" પ્રત્યય લગાડવાની પ્રથા છે, પણ વહાલમાં મને બધા છોકરાની માફક સંબોધતા.) બાપુએ મને તેમની નજીક ખેંચી મારા પર હાથ ફેરવતાં કહ્યું, "આપણે સામુરાઇ શિક્ષણ ભૂલી જવું નહિ જોઇએ. સિંહણ પોતાનાં બચ્ચાંને પર્વતની ટોચ પર જવા દે છે અને જરાએ દિલગીરી વિના ધીમે ધીમે ચઢતાં તેમને જુએ છે. પોતા હૃદય દુઃખાય તોએ તેમને જીવનકાર્ય માટે શકિત આવે તેટલા માટે તેમ કરવા દે છે."

ꩻ

## પ્રકરણ ૪થું.

### પાનખર

એક દિવસ મારો કુતરો શીરો માંદો પડયો હતો. મને દયા આવવાથી તેની હું સારવાર કરતી હતી અને તેને આરામ થાય એટલા માટે એક રેશમી ગોદડી લાવી તેના પર મેં તેને સુવડાવ્યો. જ્યારે દાદીને આ વાતની ખબર પડી ત્યારે મને તેમની પાસે બોલાવી ધીમેથી કહ્યું "એત્સુ, સારું કરવાની હોંશમાં તું તેને કેટલું નુકશાન કરે છે તેની તને ખબર છે? બે વર્ગના પ્રાણીઓ વચ્ચેનું અંતર બરોબર જળવાવું જોઈએ. એમ નહિ થાય તો બીજા જન્મમાં વધુ સહેવું પડે છે."

બધા બુદ્ધધર્મીઓ પુનર્જન્મવાદી હોઇ માને છે કે આ ભવનાં દુઃખ ગયા જન્મના પાપના નિવારણ અર્થે છે. આ માન્યતાને લીધે જાપાનનો મજુર વર્ગ હંમેશ આનંદી અને ઉત્સાહી રહે છે. પણ તે સાથે આ માન્યતાએ કંપલા

વર્ગના મોટા ભાગના લોકોને નીચલા વર્ગ તરફ સહાનુભૂતિ વિનાના બનાવ્યા છે.

બિચારો શીરો તો થોડા વખતમાં મરી ગયો અને તેની કબર પર ચેસ્ટનટનાં ફૂલો થાય ત્યાર પહેલાં તો મારા બાપુજી પણ ગુજરી ગયા. અમારા પિતૃગૃહમાં એક વધુ સ્મારક પત્થર મુકાયો અને અમે તેને સવાર સાંજ રોજ હેત અને ભાવથી નમતાં. અમારે ત્યાં માન્યતા છે કે મરણ પછી ૪૯ દિવસ સુધી મરનારનો આત્મા ઘર પાસે ભમે છે અને આત્માને શાંતિ મળે તેટલા માટે શ્રાદ્ધ વગેરે ક્રિયાઓ કરવામાં આવે છે. બાપુના મરણ પછી ઘરમાં એક જાતની શોકછાયા પ્રસરેલી રહેતી હતી. હવે મને વાર્તાઓમાં આનંદ નહોતો પડતો અને બહેન અને હું વાતોમાં વખત નહિ બગાડતાં વાંચ્યા કરતાં હતાં. હંમેશ મુજબ સાંજે અમે દાદીમા પાસે બેસી વાતો સાંભળતા, પણ ગમે તેટલી આનંદી વાતમાંથી દિલગીરી ભરેલ વિષય પર સરી પડાતું.



# પ્રકરણ ૫ મું.

## મિલન

મારા બાપુના મરણ પછી છ એક માસ ન વીત્યા હશે, ત્યાર પહેલાં દિલગીરી અને શોકના વાતાવરણમાં હર્ષ અને આશાનાં કિરણો દેખાવાં લાગ્યાં. એક દિવસ હું નિશાળેથી પાછી ફરતી હતી, ત્યારે રસ્તામાં પોસ્ટમેન મળ્યો અને કહ્યું કે તમારો અમેરિકાથી એક કાગળ છે. કાગળમાં શું છે તે જાણવાની ઘણી ઇંતેજારી થઇ પણ તેના પર બાનું નામ હતું એટલે કાગળ સીધો લાવીને બાને આપી હું મારા ઓરડામાં ગઇ. મર્યાદા પ્રમાણે બા કાગળ લઈને દાદીમા પાસે ગયા એટલે તેમણે કાગળ ઉઘાડીને બાને વાંચવા પાછો આપ્યો.

તે દિવસે સાંજે દેવમંદિર આગળ અમારી પ્રાર્થના વખતે દાદીમાએ રોજ કરતાં વધુ વખત માથું નમાવી રાખ્યું હતું. પછી ટટ્ટાર થઇ ગંભીર સ્વરે જાહેર કર્યું કે “ કુટુંબ

વારસ" જે કેટલાક વર્ષથી અમેરિકા હતા, તે ઘરે પાછા ફરતા હતા. આ જરા અજાયબી ભરેલું મને લાગ્યું, કારણ કે મારા ભાઈના નામ કે તેમના વિષે ઉલ્લેખ કોઇપણ વખત થયેલો મને યાદ નહોતો. તેમને કુટુંબવારસ તરીકે સંબોધ્યા એ દેખાડતું હતું કે તેમને કુટુંબમાં પાછા લેવામાં આવ્યા હતા. આ ખબર સાંભળી સૌના મ્હોં પર આનંદ અને ઉત્સાહ છવાઈ રહ્યો. મારો હર્ષ તો હૈયામાં સમાતો જ નહોતો.

મારા ભાઇ ઘર છોડીને જતા રહ્યા, તે વખતે હું બહુ નાની હતી, એટલે એ બનાવની સ્મૃતિ મારા મન પર બહુ આછી રહી હતી. એક સવારે અમારું ઘર બધું શણગારવામાં આવેલ. એ મોટાભાઇનો લગ્નદિવસ હતો. લગ્નની વિધિ માટે બધી તૈયારી થઇ રહી હતી. સૌ દોડધામમાં પડ્યા હતા. ઈશીએ મને કહ્યું કે મારાં ભાભી તેમનાં સગાં સંબંધીઓના સરઘસ સાથે થોડીવારમાં જ આવનાર હતાં. અમે સૌ આતુરતાથી રાહ જોતાં હતાં. એટલામાં મારા ભાઈ બાપુના ઓરડામાંથી બહાર નીકળ્યા અને આગળ પાછળ કે અમારા કોઇની સામે જોયા વગર એકદમ સીધા ઘરમાંથી નીકળી બહાર દરવાજા તરફ ગયા. ત્યારપછી મેં તેમને જોયા જ નહોતા.

અમારે ત્યાં તામા નામની એક છોકરી ઘરમાં કામકાજ કરવા રહી હતી. તે વખતમાં જાપાનમાં પૈસાદાર વેપારી કુટુંબની છોકરીઓને, સાસુરાઇ કુટુંબની રીતભાત અને સંસ્કૃતિ શીખવા સારા ઉચ્ચ કુટુંબોમાં મોકલવાનો

રિવાજ હતો. તે છોકરીઓને નોકર તરીકે નહિ ગણતાં માન સાથે રાખવામાં આવતી. તામા આવી જ રીતે અમારે ત્યાં આવેલી અને તેના આનંદી સ્વભાવ અને વાકચાતુર્યને લીધે આખા ઘરમાં પ્રિય થઇ પડેલ. ભાઇ અને તામા વચ્ચે છૂપી રીતે મૈત્રી બંધાઇ હતી, પણ તે વિષે તેમણે વડીલોને બીલકુલ વાત કરી નહોતી. ખરી બીના છેવટ સુધી છુપાવવામાં તેમના મનની નબળાઇ તો હતી જ. પણ લગ્નને દિવસે તેમણે બાપુને ચોકખી રીતે કહ્યું કે કુટુંબ તરફથી ગોઠવાયલાં લગ્ન કરવા પોતે તૈયાર નથી. અને વડીલની આજ્ઞાનો ભંગ કરવા બદલ તેમણે તે દિવસે ઘર છોડી દીધું. તામા પણ તે જ દિવસે અમારે ઘેરથી જતી રહી હતી. બાપુને ગૌરવભંગ થવાથી ઘણું માઠું લાગ્યું અને તે દિવસે તેમણે જાહેર કર્યું કે તેમને દીકરો જ નહોતો.

જે કન્યા મારા ભાઇને પરણવાની હતી તે તેના બાપને ઘેર પાછી નહીં ગઈ. એક વખત લગ્ન કરવા માટે સરઘસમાં નીકળ્યા પછી કન્યા પોતાના બાપને ત્યાં કાયદેસર કુટુંબી ન થઇ શકે, અને લગ્નવિધિ થાય એટલે એ વરના કુટુંબમાં દાખલ થાય છે. મારાં બાએ કન્યાને પોતાની દીકરી તરીકે રાખીને આ અસાધારણ મુંઝવણ દૂર કરી અને સારો વર મળતાં તેમણે તેને પરણાવી દીધી હતી.

એક દિવસ સવારના પૂજા કર્યા પછી દાદીમા સિવાય અમે સૌ બહાર દરવાજે આવીને ઊભાં રહ્યાં હતાં. થોડી

વારમાં એક રીક્ષા આવી પહોંચી અને તેમાંથી પરદેશી પોષાકમાં સજ્જ થએલ એક યુવક ઊતર્યો. તેણે ઝડપથી આજુ-બાજુ જોયું. એક જગ્યાએ ઉભા રહીને એકાદ ફૂલ તોડયું, વળી ફેંકી દીધું અને આગળ વધ્યો. આંગણે વંદનમાં બહુ થોડો વખત ગયો. બા અને ભાઇ બેઉ એક બીજાને નમ્યા અને બા ધીમેથી હસ્યાં, પણ એ હાસ્ય પાછળ હર્ષનાં આંસુ હતાં. મારી તરફ જોઇ ભાઇએ કહ્યું, "એવીને એવી વાંકડિયા વાળ અને ગોળ મ્હોંવાળી રહી, એત્સુબો ?"

વંદન વગેરે બધું ભાઇ બરાબર કરતા, પણ એટલી ઝડપથી કરતા હતા કે મને કાંઇક મનમાં થઇ જતું. અમારી પાસેથી ભાઇ દાદીમા પાસે ગયા. પ્રણામ-વિધિ પછી તેમણે ભાઇને બાપાની અગત્યની ચીજો રાખવાની પેટી આપી. ભાઈએ ધીમેથી ઉઘાડી તેમાંથી એક કાગળ વાંચતાં એકદમ ઊંડો, ગંભીર ભાવ તેમના મ્હોં પર છવાઈ રહ્યો. હું સમજી ન શકી કે એ દૃષ્ટિમાં કડવાશ હતી, આનંદ હતો કે કરુણા: ત્રણેનું સંમિશ્રણ લાગતું હતું. લખાણ બહુ ટૂંકું હતું, અસ્થિર હાથે લખાયલું હતું. "તું હવે ઇનાગાકી કુટુંબનો વડીલ છે. મારા પુત્ર, મને તારામાં વિશ્વાસ છે."

અમે સાંજે સાથે જમવા બેઠા ત્યારે ભાઈની ઘણી ચોંકાવી દે તેવી વિચિત્રતાઓ છતાંય એ મને બાપુ જેવા લાગ્યા. એમનું હૃદય બાપુના જેવું જ હતું એમ લાગ્યું.

ઘેર પાછા આવ્યા પછી ભાઇ કુટુંબ-જીવનમાં કે

પ્રજાજીવનમાં વધુ ભળી શકતા નહોતા. એ બેચન અને અસંતોષી લાગતા. હું ભરતકામ કરતી હોઉં ત્યારે કેટલીક વખત એ આવીને બેસતા અને ઘર છોડયા પછી પોતાના જીવનની વાતો કહેતા.

ઘરેથી નીકળ્યા પછી એ ટોકીઓમાં લશ્કરમાં જોડાયા હતા. પણ એ અરસામાં વેપારનો વાયરો બહુ વાયો હતો. એમેરીકામાં બહુ સારો ચાન્સ છે, એમ સમજાવીને કોઈ તેમને વેપાર કરવા લઈ ગયા, પણ ત્યાં ગયા પછી માલમ પડયું કે મોટી મોટી વાતોમાં વિશેષ સાર નહોતો. વળી તેમને માલમ પડયું કે પોતે વેપારી પદ્ધતિથી બિનઅનુભવી હતા. અમેરીકામાં તેમને બધું વિચિત્ર લાગતું હતું અને ગમતું નહોતું. તેમાં વળી નસીબ એ ડગલાં આગળ થયું. તેમને માથે અકસ્માતથી સખત ઈજા થઇ અને લાંબી માંદગી દરમિયાન નોકરી પણ જતી રહી. થોડા ઘણા પૈસા બચાવેલા તે પણ ખર્ચાઇ ગયા અને સ્થિતિ બહુ કફોડી થઈ પડી હતી. પણ એટલામાં સદ્‌ભાગ્યે એક યુવાન જાપાનીસ તેમને મળી ગયા. ગમે તેટલી દુઃખી અને ગરીબ સ્થિતિમાં પણ ભાઇનો ચહેરો સજ્જનતા ઢાંકી શકયો નહોતો. તે યુવકે પોતાને ત્યાં ભાઇને લઇ જઇને નોકરીએ રાખ્યા અને તેમની બન્નેની વચ્ચે મિત્રતા જામી. એ યુવકનું નામ મત્સુઓ હતું. ભાઇને આ મદદ બહુ મોડી મળી, કારણ કે ત્યારપછી તેમને તરત જ ખબર પડી કે બાપુ બહુ માંદા હતા, અને થોડા વખત પછી ત્યાંથી સ્વદેશ પાછા ફર્યા.

ભાઈના ઘેર પાછા ફર્યા પછી થોડા વખતે મારી બહેનનાં લગ્ન થયાં લગ્નની ખરી ધમાલ અને ઉત્સાહ વરવાળાને ત્યાં હોય છે દીકરીનું લગ્ન તેના બાપના કુટુંબમાં તો મરણ જેમ જ ગણાય છે અને તેને વળાવતી વખતે તેનું ગળું અને મ્હોં સફેદ કપડાથી ઢાંકી દેવામાં આવે છે.

જ્યારે વળાવવાને દિવસે જવા માટે પાલખી આવી ત્યારે બાએ બહેનના હાથમાં એક સુંદર કાચવાળી પેટી મૂકી. આપતી વખતે, દરેક મા કન્યાને વળાવતી વખતે જે શબ્દો કહે છે, તે કહ્યા; "કાચમાં મ્હોં જોઈને હૃદયમાં અભિમાન કે સ્વાર્થીપણાના ડાઘ હોય તે જોજે. મ્હોંપર તેનાં ચિહ્નો દેખાશે. પાઈન ઝાડની જેમ મજબુત થજે અને વાંસની જેમ નમ્રતાથી વળજે. અને તેમ છતાંય, સુવાસિત "પ્લમ" પુષ્પોની જેમ બરફ નીચે રહ્યા છતાં, સ્ત્રીપણાની વફાદારી અને નમ્ર ધીરજ ગમે તેવી મુશ્કેલીમાં ખોઇશ નોહ"

બાને એટલાં બધાં ગળગળાં થએલાં મેં અગાઉ કોઈ દિવસ જોયેલાં નહિ પણ બિચારી બહેન તો જાણે કોઈપણ ભાવ હોય નહિ એવી રીતે સ્થિર ઊભી હતી

# પ્રકરણું ૬ઠું.

## પૂર્વજોને આવકાર

**ઓ** શોરાઇ સામા એ નામથી બધા પૂર્વજોના આત્મા-ઓને ભેગી રીતે સંબોધવામાં આવતા અને દર વર્ષે જે દિવસે ઓ શોરાઇ સામા પાછા ઘરમાં પધારે તે દિવસનો ઉરા બોન (પૂર્વજોને આવકાર)નો ઉત્સવ બધા ઉત્સવો કરતાં વિશિષ્ટ અને વધારે મહત્ત્વનો ગણાતો. આ ઉત્સવ પ્રત્યે અમને સૌને બધા ઉત્સવો કરતાં વિશેષ ચાહ રહેતો. અમે માનતાં કે પૂર્વજોનો અમારા પ્રત્યેનો સપ્રેમ રસ કદી જતો રહેતો નથી અને દર વર્ષના તેમના આગમનથી અમારા હૃદયમાં પ્રફુલ્લિત અને લાગણી ભર્યું સાન્નિધ્ય હંમેશા તાજું રહેતું.

ઓ શોરાઈ સામાને આવકાર આપવા માટે તૈયારીમાં સ્વચ્છતા અને સાફસૂફીને અગ્રસ્થાન આપવામાં આવતું અને

પુરાણા વખતથી ચાલતી આવેલી એ સાદી વિધિઓમાં બિલકુલ ફેરફાર હજી થયો નથી. એ દિવસે દેવગૃહને તો ખૂબ જ અગત્ય અપાતું. બુદ્ધદેવની મૂર્તિ તથા વડવાઓના નામની તક્તીઓ સાફ કરવામાં આવતી. દાદીમા દેવગૃહમાં જુદી જુદી રીતે શણગાર કરતાં હતાં. હું પણ તેમને મદદ કરવા લાગતી હતી. જુદા જુદા શાકમાંથી અમે જાત જાતના પશુઓના આકારો બનાવતા હતા. આવા પ્રકારનાં રમકડાંઓ ત્યાં રાખવાનો શો અર્થ હશે તે વખત જતાં ભૂલાઇ ગયેલ.

સાંજે અમે બધાં પૂર્વજોની પૂજા કરવા ભેગાં મળ્યાં. પૂર્વજો ઘેર આવે તે બધાં બાળકોની જેમ મને પણ ગમતું હતું. પણ હવે તો બાપુના મરણ પછી આ દિવસે મને વિશેષ રસ પડતો હતો. દેવગૃહમાં દીવો પ્રગટાવ્યો અને પછી અમે બધાં નોકરો સુદ્ધાં બબ્બેની હારમાં ઘરમાંથી બહારના મોટા દરવાજા સુધી ગયાં. દરવાજાની વચમાં શણના તેર દાંડાઓનો ઢગ ગોઠવ્યો હતો. અમે બાજુ ઊભાં થઈ રહ્યાં અને પૂજ્ય દાદીમાએ ચકમકથી પવિત્ર અગ્નિ પ્રકટાવ્યો. અમે સૌ નીચું માથું ઢાળીને રાહ જોતાં ઊભાં હતાં.

આખા ગામમાં અનેરી શાંતિ પ્રસરી રહી હતી. દરેક ઘરના દાખલ થવાના દરવાજામાં નાનો અગ્નિ પ્રગટી રહ્યો હતો. હું માથું નમાવીને ઊભી હતી. મારું હૃદય બાપુને મળવાને ઉત્સુક બન્યું હતું. એટલામાં આઘેથી ઝડપથી ચાલતા પગનો આછો અવાજ મને સંભળાયો. મને આભાસ થયો કે બરફ સમો સફેદ ઘોડો નજીક આવતો હતો અને

જાણે મારા બાપુ અમારી વચ્ચે આવતા હોય તેમ ભ્રાન્તિ થઈ. મારા અંતરમાં ઊંડી શાંતિ છવાઇ.

થોડીવારમાં અમે બધાં દેવગૃહમાં પાછાં ફર્યાં. અમે બધાં માનનીય પરોણાને આવકાર આપવાના હોય એવી રીતે આનંદપૂર્વક જમ્યાં અને જાણે માણસો ઓછા થઇ ગયા હોય એવા ઘરમાં પૂર્વજોના આવકારદાયક સાન્નિધ્ય અને આનંદજનક સમાગમથી વાતાવરણ પ્રફુલ્લિત બન્યું.

જાપાનમાં એ દિવસ સુખનો હતો. એકપણ પ્રાણીનો વધ નહોતો થતો. અમારું ઘર પ્રફુલ્લિત વિચારો, પારમાર્થિક કાર્યો અને આનંદમય કિલકિલાટથી ઊભરાતું હતું. બાપુના મરણ પછી બાના મ્હોં પર સાધારણ રીતે જે વિષાદ અને શોકની છાયા રહેતી હતી તે આજે નહોતી અને તેમના ચહેરા પર અગાધ શાંતિ અને સુખની લાગણી છવાઈ હતી.

ચાર દિવસ પછી પૂર્વજોની વિદાયનો સમય આવી પહોંચ્યો. સાદડીની એક નાની હોડી બનાવી હતી તે લઈને અમે બધાં મળસ્કામાં નીકળ્યાં. રસ્તામાં માણસોની ખૂબ મેદની હતી. નદીકિનારે પહોંચ્યાં એટલે અમે બધાં પૂલ ઉપર ગયાં અને જીયા નદીમાં હોડી મૂકવા ઘાટના પગથીઆ ઊતરી બધું ટોળું હતું તે તરફ ગયો. સેંકડો નાની હોડીઓ નદીમાં તરતી હતી. જીયાએ ચકમકથી દીવો પ્રગટાવ્યો એટલે ઈશી બોલી ઊઠી: "જુઓ, હવે પૂર્વજો હોડીમાં બેસીને ગમન કરશે." દૂર દૂર જતી હોડી તરફ અમે ઘણીવાર સુધી જોયા કર્યું. પછી પૂર્વજો તરફ નમન કરી અમે પાછાં ફર્યાં.

હું અને બા સાથે ચાલતાં હતાં, તેમના ચહેરા પરથી છેલ્લા થોડા દિવસથી ચિંતા દૂર થઇ હતી તે પાછી ફરી હોય એમ નહોતું દેખાતું મને લાગ્યું કે અમને શાંતિ આપતા બાપુ છેલ્લા થોડા દિવસ અમારી સાથે જ હતા.

# પ્રકરણ ૭મું.

## વેવિશાળ

ભાઈના આવ્યા પછી અમેરિકાથી અવારનવાર કાગળો આવતા: કાગળ આવે ત્યારે દાદીમા અને ભાઇ લાંબી ચર્ચા કરતા. એક દિવસ અમેરિકાથી જાડું પરબીડિયું આવ્યું. બા તે :દિવસે ગંભીર લાગતાં હતાં અને ભાઇ અવારનવાર મારી સામું જોતા હતા. બીજે દિવસે કુટુંબના માણસોને એકઠા કરવામાં આવ્યાં હતાં. કોઈ અગત્યનો પ્રશ્ન નક્કી કરવાનો હોય ત્યારે નજીકના મોટી ઉંમરનાં સગાંઓને એકત્ર કરવામાં આવતા. માલમિલ્કત વેચવાની બાબતમાં મારા બાપુની હયાતીમાં આવી કુટુંબની સભાઓ થતી. તેમના અવસાન પછી આવી મોટી મંડળી આ પહેલી વાર જ મળી હતી. આ સભામાં બે વૃદ્ધ કાકાઓ તથા કાકીઓ, એક જુવાન કાકો, જે આ પ્રસંગ માટે ખાસ ટોકીઓથી આવ્યા હતા, વગેરે હતા. હું મારા ઓરડામાં ટેબલ પર કાંઇ લખતી

હતી. ઘણીવાર મંત્રણા ચાલી. પછી એક નોકરે આવી મને કહ્યું કે મને અંદર બોલાવે છે. હું ત્યાં ગઈ. મારાં બાએ ધીમેથી કહ્યું, "એત્સુકો, દેવોની તારા પર કૃપા છે અને વધૂ તરીકે તારું ભાવી નક્કી થયું છે. તારા ભાઈએ અને વડીલોએ તે ઉપર બહુ વિચાર કર્યો છે. તારે તેમનો આભાર માનવો જોઈએ." હું તેમને બધાને નીચા વળીને નમી અને બહાર નીકળી મારા ઓરડામાં પાછી આવી. "એ કોણ છે?" "કોની સાથે?" એવું પૂછવાનો મને વિચાર આવ્યો નહિ. વિવાહ એ મારે માટે અંગત બનાવ ન હતો, પણ કૌટુંબિક બનાવ હતો. દરેક જાપાનીસ બાળકીની જેમ હું જાણતી હતી હતી કે મારે એક દિવસ પરણવાનું છે. આ વખતે હું માત્ર તેર વર્ષની હતી.

વેવિશાળની વિધિ થોડાક મહિના પછી થઈ. એ કાંઈ લગ્નની જેમ બહુ મોટો પ્રસંગ ગણાતો નહિ, પણ તેની અગત્યતા કાંઇ ઓછી નહોતી. જુના કુટુંબોમાં વેવિશાળ સંબંધ એ લગ્ન જેટલો જ પવિત્ર ગણાતો અને જલદીથી તોડી શકાતો નહિ. તે દિવસે જમણ હતું. વાતમાં દાદીમાએ મને યાદ કર્યું કે એ "પક્ષી દિન" હતો. હા, "હું જાણું છું" મેં કહ્યું, "પણ બધા વેવિશાળ આ દિવસે જ કેમ થતા હશે?"

"બહુ મહત્ત્વાકાંક્ષી બની વ્યર્થ વાતો ન પૂછીએ!" તેમણે હસતા અને મારે ખભે હાથ નાખતાં કહ્યું. "પક્ષીને જેમ ઘણા પીંછાં હોય છે તેમ તું પણ રેશમ અને જરીથી

ઢંકાઈ જાય એવું સુભાગ્ય તને પ્રાપ્ત થાય એવી શુભેચ્છાથી વડીલોએ આ દિવસ પસંદ કર્યો છે."

મારા ભાવિ વર મત્સુઓના કાકા તે દિવસે કયોટોથી આવેલા હતા. રેશમી તકીઆ પર માનની જગ્યાએ ટટ્ટાર અને હસતે ચહેરે તેઓ બેઠા હતા. મને તેઓ ગમી ગયા હતા. બન્ને પક્ષો વચ્ચે ખુશાલીની ભેટોની આપ લે થઈ.

બધા ગયા પછી ઈશી મારી પાસે આવી અને કહ્યું, "એત્સુબો સામા, આજે સારા નશીબે દિવસ ઠંડો અને સૂકો રહ્યો એટલે તમારા વાળમાં એક પણ વળ પડયો નથી." સવારે મને શણગારવા માટે બધી તૈયારીઓ થઈ રહી હતી ત્યારે મારા વાળ સરખા રહેશે કે કેમ તે મોટી ચિંતાનો પ્રશ્ન થઈ પડેલ. એ દિવસે તો મારા વાંકડીઆ વાળે મારા કુટુંબની આબરૂને નાનમ નહોતી લગાડી એ વિચારે મેં છુટકારાનો દમ ખેંચ્યો અને લાકડાના ઓશીકે માથું ટેકવી શાંતિથી ઊંઘી ગઈ.

વેવિશાળ પછી મારો ઘણોખરો વખત મારી નવી જવાબદારી માટે લાયક થવાની તૈયારીઓમાં જતો. ગૃહને લગતી કળાઓ હું થોડી ઘણી શીખી હતી, પણ હવે તે પર વિશેષ ધ્યાન આપવા માંડયું. એ ઉપરાત મત્સુઓને પ્રિય એવી વાનીઓ માટે મારે પણ પસંદગી કેળવવાની હતી. એક જ વાની એવી હતી કે જે પહેલાં મને ગમતી નહોતી પણ હવે તે ધીમે ધીમે ગમે એવી રીતે પ્રયત્ન કરવા માંડયો હતો. મત્સુઓના કુટુંબનું ચિહ્ન જંગલના એક પ્રકારના

પક્ષીનું હતું. તે ચિહ્ન હવે મારે હંમેશ રાખવાનું હતું અને પતિના કુટુંબચિહ્ન તરીકે માન આપતા શીખવાનું હતું. મારી બહેનના પતિના કુટુંબનું ચિહ્ન જામફળ હતું અને વેવિશાળ પછી તે ફળ ખાવાનું તેને હંમેશને માટે છોડી દેવું પડયું હતું. સારા ઉત્સવ પ્રસંગે મત્સુઓને ખાસ પસંદ હોય એવી જે વાનીઓ ભાઈ કહેતા તે હું મારે હાથે બનાવતી. જમતી વખતે મારી બાજુમાં તેમની બેઠક રાખવામાં આવતી અને એમના ભાણામાં પહેલાં પીરસી પછી મારું ભાણું પીરસતી. તેઓ જાણે જાતે હાજર હોય એમ માનીને હું મારાં કપડાં અને રીતભાત માટે કાળજી રાખતી.

આ મહીનાઓમાં બા અને હું એક બીજાથી વધુ પરિચિત થતાં ગયાં. ને મને બધું કહેતાં નહિ—બા ન કહે—પણ એક બીજા વચ્ચેનો સમભાવ અમને વધુ અને વધુ નજીક આણતો હતો. એક દિવસ મારા ઓરડામાં તે ધીમેથી આવ્યાં અને દાદીમાને પૂછ્યા પહેલાં મને કાંઈક કહેવું હતું એમ જ્યારે તેમણે કહ્યું ત્યારે મને નવાઇ લાગી. મત્સુઓના ઓળખીતા તરફથી ખબર આવ્યા હતા કે તેમણે પોતાનું રહેઠાણ ફેરવી પૂર્વ અમેરિકામાં રાખ્યું હતું અને પોતે જાતે જ વેપારમાં પરોવાયા હતા એટલે કેટલાક વર્ષો સુધી જાપાન પાછા ફરવાનો તેમનો વિચાર નહોતો, અને તેમણે કહેવરાવ્યું હતું કે મને તેમની પાસે ત્યાં મોકલવી. આ પરિસ્થિતિ તેમણે શાંતિથી સ્વીકારી હતી, પણ આ સંજોગો અસાધારણ હતા. અમેરિકા જેટલે દૂર મોકલવી બાને વસમું

નહોતું લાગતું, પણ જે ઘરમાં કોઈ શિખામણ દેનાર વડીલ ન હોય ત્યાં દીકરીને રહેવાનું આવતું હતું તે તેમને અઘરું લાગતું હતું. મારા શ્વસુર કુટુંબનો એ પ્રશ્ન હોઈ અમારા કુટુંબની સભા બોલાવવી ઉચિત નહોતું એટલે તે વાત મને કરવા બા આવ્યાં હતાં.

અમે નક્કી કર્યું કે તરત માટે તો એક પ્રશ્ન હતો અને તે એ કે પરદેશી ભૂમિમાં અજાણ્યા જીવન માટે કેવી રીતે તૈયારી કરવી. ઘણાએ જુદી જુદી સલાહ આપી, પણ ભાઈની સલાહ સૌથી વધુ વ્યવહારુ હતી. તેમણે કહ્યું કે પ્રથમ મારે અંગ્રેજી ભાષાનું શિક્ષણ લેવું જોઇએ. એનો અર્થ એજ કે મને ટોકીઓ મોકલવી જોઇએ.

એ આખો શિયાળો મને ટોકીઓ મોકલવાની તૈયારીઓ ચાલી. બાએ જુનાં જુનાં ભારે કપડાં ફાડી તેમાંથી મારે માટે સાદા કપડાં શીવડાવવામાં ખૂબ વખત કાઢયો. જુની ઘણી વસ્તુઓ વેચી દેવી પડી. દાદીમા અને બા ઘણો ભોગ આપવા તૈયાર હતાં, જો કે કેટલીક વખત તેમનો ચહેરો ઉદાસ થઇ જતો. પણ ભાઈને તો જુની વસ્તુઓ વેચતાં દિલગીરી થતું હોય તેવું લાગતું નહિ. તે કહેતા "જુની સુંદર વસ્તુઓ પહેલાં કામની હતી, પણ હવે તો સાચવવીયે અઘરી પડે છે. આપણા ગરીબ ઘરમાં રાખવી ન પાલવે."

એક સાંજે હું પૂજ્ય દાદીમાના ઓરડામાં ગઈ અને ધીમેથી પાસે સરી જતી બેઠી. આ વર્ષે દાદીમા અને મારી

વચ્ચે અંતર વધતું જતું હતું. એક નાની છોકરી તરીકે પહેલાં તેઓ મને મિઠાઈ આપીને અને વાર્તાઓ કહીને સુખી કરી શકતા અને વિનય અને રીતભાત શીખવતાં. પણ હવે હું મોટી થઈ હતી. અને જો કે તેઓ મને ઘણી ચાહતા હતા, પણ જે નવી પરિસ્થિતિમાં હું થોડા સમયમાં મુકાવાની હતી તે તેમની જુનવાણી દૃષ્ટિની બહારનો વિષય હતો. સમુરાઇ શિક્ષણ માણસને ગમે તેવા સંજોગોમાં હિંમતભેર ટકવાનું જોર આપે છે એ વાત અને તેમણે સમજાવવા માંડી, અને પોતે સાઠ વર્ષ પહેલાં કેટલે દૂરથી કન્યા તરીકે નાગાઓકા આવ્યાં હતાં એ વાત કહી. તેમણે મૃદુ અવાજે ઉમેર્યું, "હું તે વખતે ચૌદ વર્ષની હતી. અહીંના રીતરિવાજ, બોલી વગેરે અમારે ત્યાંના કરતાં ઘણાં જુદાં પડતાં. અહીં પરદેશ જેવું જ મને લાગતું. થોડા દિવસથી તારો, અને જે દૂર દેશમાં તું જવાની છે, તેનો વિચાર મને આવ્યા કરે છે. એત્સુબો! યાદ રાખજે કે ક્યાં રહેવાનું થશે એ બહુ મહત્ત્વનું નથી. સામુરાઈ સ્ત્રીપુરુષનું જીવન દરેક જગ્યાએ સરખું જ હોય–વડીલ પ્રત્યે વફાદારી, તેમની આબરૂના રક્ષણમાં બહાદુરી. તારા દૂર દૂરના ઘરમાં દાદીમાના આ શબ્દો યાદ રાખજે. પતિ પ્રત્યે વફાદારી, તેનું માન જાળવવામાં વીરતા, એ તને શાંતિ આપશે."

ø

# પ્રકરણ ૮મું.

## ટોકીઓમાં

**ના**ગાઓકામાં શિઆળો ઊતર્યો અને મુસાફરીના માર્ગમાંથી બરફ ઓછો થયો એટલે ભાઇ અને હું ટોકીઓ જવા નીકળ્યા અર્ધો આનંદ અને અર્ધી દિલગીરીમાં મેં આંસુભરી આંખે દાદીમા અને બાને પ્રણામ કરી ઘર છોડ્યું. ઇશીને મારા જવાથી મારાં બા જેટલું જ લાગતું હતું. વિદાય લેતી વખતે તે બધાનો મમતા ભર્યો ચહેરો હું કદી ભૂલી શકું નહિ.

તે વખતે મુસાફરીમાં બહુ દિવસો લાગતા મોટા ભાગની મુસાફરી અમે જીનરીક્ષામાં કરી હતી માર્ગમાં અમે રાત્રે કોઈ ખાનગી ઘરમાં ઉતારો રાખતા. એક દિવસ અમે રાત્રે જે ઘરમાં મુકામ કર્યો હતો તે આખા ઘરમાં એક બે ઓરડા સિવાય બધે રેશમનાં કીડાથી ભરેલી વાંસની તાસકો ભરેલી હતી. સવારના વહેલા કીડાનો કચરો નાંખવા જતી

ઘરવાળી છોકરી અમને મળી. તેણે કહ્યું કે કીડાઓનું બધું ધ્યાન તેજ રાખતી હતી, અને તેને એ કામ ગમતું હતું. તેણે કહ્યું. "કીડાઓ બહુ સ્વચ્છ હોય છે અને ખોરાકમાં બહુ ઝીણવટવાળા હોઇ પોતાની બાબતમાં અક્કલવાળા માણસોની જેમ વર્તે છે." એ ઘરમાંથી નીકળતી વખતે ઘરના વૃદ્ધ માજીને મળવા અમે ઊભાં રહ્યાં. તેમણે થોડા વખતમાં પોતાના કુટુંબ વિષે નમ્ર અભિમાનથી ઘણી વાતો કહી નાખી. પછી ભાઈની કંઇ વાતના જવાબરૂપે તેમણે કહેલા છેલ્લા શબ્દોએ મને દિલગીર કરી મૂકી. "યુવાન આગળ ધપવાના હુકમ માટે હંમેશ આતુર હોય છે, પણ વૃદ્ધ તો માત્ર ઉદાસ સંસ્મરણો અને આશાહીન સ્વપ્નાં જુએ છે."

ટોકીઓમાં પ્રથમ હું મારા એક કાકાને ત્યાં રહી હતી. પણ પાછળથી મારા પિતાના મિત્ર મેજર સતોને ઘેર રહેવા ગઇ. તેમનાં પત્ની શાંત અને આડંબર વગરનાં હતાં. તેમને પુત્રી ન હોઈ મને પોતાની પુત્રી તરીકે રાખતાં અને મને કેટલીએ અગત્યની વસ્તુઓ મમતાથી શીખવી. મેજર સતોએ મને એક મિશન સ્કુલમાં અંગ્રેજી શીખવા મૂકી. તેમનાં પત્નીએ પણ એજ સ્કુલમાં શિક્ષણ લીધેલું. ટોકીઓમાં તે સારામાં સારી સ્કુલ તરીકે ગણાતી હતી. મેજર સતોના ઘરથી એ સ્કુલ પાંચેક માઇલ દૂર હતી. મને તેમની જીન-રીક્ષામાં સ્કુલે મોકલતા પણ મારા બાળપણના સંસ્કારોને લીધે મને લાગતું કે શિક્ષણના કાર્યમાં શારીરિક સુખનો

વિચાર કરવો એ શરમ ભરેલું છે અને તેથી હું મોટે ભાગે ચાલીને જતી.

હું, એક સાદી અને ગ્રામ્યબાળા, આ નવીન જગતમાં એકલી હતી. આતુર પણ અજ્ઞાન આંખોએ ચારે તરફની ઘટનાઓ નિરખતી અને જુની સંકુચિત દૃષ્ટિએ દરેક બાબત જોતી હતી. મીસીસ સતોનો સમભાવ અને સારી સલાહ મને નહિ મળ્યાં હોત તો મને બહુ મુશ્કેલી પડત.

મારી સ્કુલમાં અંગ્રેજી અને બાઈબલ શીખવનાર અમેરિકન બાઈઓ હતી. આ શિક્ષિકાઓ જુવાન, પ્રફુલ્લિત, આનંદી અને સુંદર હતી. મને તે બહુ ગમતી, પણ તેમનામાં શિષ્ટાચારના અભાવથી મને અજાયબી થતી. ઘણી ખરી છોકરીઓ ટોકીઓની જ હતી. તેમનો શિક્ષિકાઓ સાથે છૂટથી વર્તાવ અને એવી જ રીતે શિક્ષિકાઓનું તેમની સાથેનું મળતાવડાપણું મને ચોંકાવી દેતું. મને તો શીખવવામાં આવેલ કે "શિક્ષકના પડછાયા પર પણ ન ચાલીશ. માનથી તેની પાછળ ચાલજે." પણ અહીં તો શિક્ષકોનો જુની રીત પ્રમાણે મોભો નહિ જાળવતાં સૌ તેમની સાથે છૂટથી વાત કરતાં હતાં. મારી શરમ અને ક્ષોભ ધીમે ધીમે ઓછાં થતાં ગયાં અને હું પણ બીજી છોકરીઓની જેમ શિક્ષકો સાથે ભળતી થઇ. અને મને દેખાયું કે શિક્ષકોમાં માનભર્યા મોભા સાથે તેમનામાં આનંદીપણું ન હોઇ શકે એવું નથી.

છોકરીઓના નામ પાછળ "સામા" પ્રત્યય માનાર્થે

સાધારણ રીતે વપરાતો તે સ્કુલમાં કાઢી નાખવામાં આવેલ. બીજું, જુની રીતે વાળ ઓળવાની પ્રથા પણ બંધ કરવામાં આવેલી અને તેથી ગરમ ચા અને તેલની વ્યથા હવે મારે માટે રહી નહોતી. તેમ છતાંએ આખી સ્કુલમાં મારી એક-લીના જ વાંકડીઆ વાળ હતા એટલે હેતભાવે મારી મશ્કરી તો થતી જ. મશ્કરીઓ તો હું શાંતિથી સહન કરી લેતી, પણ મારા જોડા મને બહુ પજવતા. અત્યારસુધી ઘરમાં દાખલ થાઉં એટલે જોડા કાઢી નાખવાની ટેવ મને પડેલી હતી. પણ સ્કુલમાં તો બધાં આખો વખત ચાંખડીઓ પહેરી રાખતાં અને મારી અસલ ટેવ જલદી જતી નહોતી. મહિનાઓ સુધી બારણા આગળ રોજ એકાદ મિનિટ થોભી જતી અને ચાંખડીઓ બહાર કાઢી રાખવાની વૃત્તિ મારે રોકી રાખવી પડતી. મારી ગુંચવણ જોઇ હસવા માટે છોકરીઓ ખાસ બહાર ઊભી રહેતી. નવી રહેણી કહેણી પ્રમાણે હું ટેવાતી જતી હતી અને "એત્સુ સાન"ના નવા સંબોધને, પળભર ચકિત થઇને, ઝટ પગની ચાંખડીઓના કલેપ કલેપ અવાજ સાથે, છૂટા વાળથી માથાની ઠંડક અને હળવાઈ અનુભવતી હું જ્યારે દોડી જતી ત્યારે મને ઘડીક એમ થઇ જતું કે જુની એત્સુબો હવે કયાંય રહી નહોતી.

# પ્રકરણ ૯મું.

## સાહિત્ય પ્રવેશ

હું નાની હતી ત્યારે અંગ્રેજી વાર્તાઓના અનુવાદો વાંચવા મને બહુ ગમતા હતા. અને બાપુ ટોકીયો ગયા હોય ત્યારે પાછા ફરવાના દિવસે આખો દિવસ બાપુના આવવાની રાહ જોઈ બેસી રહેતી અને આવે એટલે તેમની પાસેથી નવી ચોપડીઓ લાવ્યા હોય તે કઢાવીને વાંચવા લેતી. પણ ટોકીઓ ગયા પછી અંગ્રેજી સાહિત્યનો સરખી રીતે અભ્યાસ શરૂ થયો હતો. સ્કુલમાં મને અંગ્રેજી અને ઈતિહાસ એ બે વિષયો ખાસ ગમતા. ખ્રીસ્તી અને યાહુદી ધર્મના "જુના કરાર" (Old Testament) માંની ઐતિહાસિક વાતો મને બહુ રસમય લાગતી. તેની રૂપકવાળી શૈલી જાપાનીસ ભાષાને મળતી આવતી હતી અને તેના નાયકોમાં સામુરાઇ નાયકોના જેવી જ બહાદુરી અને નબળાઇ હતી.

અંગ્રેજી સાહિત્યમાં મને શેક્સપીઅર અને ટેનીસન

બહુ ગમતા. ટેનીસનના "ડોરા" કાવ્યે મારા મન પર બહુ ઊંડી અસર કરેલી એ વખતે જાપાનમાં પ્રેમ વાર્તાઓનો પવન વાયો હતો સ્કુલોમાં, લાયબ્રેરીઓમાં પ્રેમવાર્તાઓ બહુ મળતી અમારો નાયક "ડોરા"માંનો ઇનોક આર્ડન હતો. પત્નીના આત્મભોગ અને વફાદારીથી તો અમે સૌ પરિચિત હતા, પણ ઇનોકની જેમ પતિની વફાદારી અને આત્મભોગનો દાખલો જવલ્લે જ મળતો. જાપાનની મહિલાઓના હૃદય બીજા દેશની સ્ત્રીઓથી જુદા નથી પણ સૈકાઓથી સ્ત્રી પુરુષના પરસ્પર સંબંધમાં લાગણી કરતાં ફરજને વધુ અગત્ય આપવાનું અમને શીખવવામાં આવતું

કેટલોક સમય તો મારો બધો નવરાશનો વખત અંગ્રેજી સાહિત્યના વાંચનમાં ગયો, પણ પાછું જાપાનના જૂના સાહિત્ય માટે મારું હૃદય તલસવા લાગ્યુ. ઘેરથી પુસ્તકો મોકલવા મેં મારી માતાને લખ્યુ અને કેટલાક પુસ્તકો આવ્યા, તેમાં જાપાનનો લોકપ્રિય મહાગ્રંથ 'હાકેનડેન" હતો, જે મને અત્યંત પ્રિય હતો ૧૮ મા સૈકામાં બાકીને લખેલો એ ગ્રંથ જાપાનીસ ભાષામા સૌથી મોટો છે, અને જે અત્યંત પ્રેરણાત્મક ગ્રંથો મેં વાચ્યા છે તેમાનો એ એક છે મહાકવિ મિલ્ટનના "સ્વર્ગપતન" (Paradise Lost) અને ડાન્ટેના "દૈવી પ્રહસન" (Divine Comedy) સાથે એની તુલના થતી. બાકીન પુનર્જન્મમાં માનતા હતા અને એ ગ્રંથની આખી વાર્તા પૂનર્જન્મની માન્યતા ઉપર રચાયલી છે અને વસ્તુ સંકલના આત્મત્યાગ અને પિતૃભક્તિ ઉપર રચાયલી છે.

પોતાના કિલ્લાને ઘણો વખતથી ઘેરો ઘાલી પડેલા લશ્કર સામે ઉમરાવ સાતોમી પોતાના ભૂખે મરતા સૈનિકોની મદદથી બચાવ કરી રહ્યો હતો. દુશ્મનનું બળ મુખ્યત્વે તેના બાહોશ સેનાપતિ પર અવલંબેલું હતું એ સાતોમી જાણતો હોઈ એણે એમ જાહેર કર્યું કે જે કોઇ સેનાપતિનો નાશ કરશે તેને પોતાનું સર્વસ્વ, પોતાની પુત્રી સુદ્ધાં પોતે આપી દેશે. બીજે દિવસે તેનો વિશ્વાસુ કુતરો યાત્સુબુસા સાતોમીના દુશ્મનનું માથું પોતાના મોંઢામાં વાળથી લટકતું પકડીને લઇ આવ્યો અને સાતોમીના લશ્કરે હલ્લો કરી સામા લશ્કરને નસાડી દીધું. પણ ત્યાર પછી પોતે આપેલા વચન માટે તે પસ્તાવો કરવા લાગ્યો. પણ રાજકુમારી ફુસેએ કહ્યું, ‘સામુરાઇએ આપેલું વચન પાછું નહિ ફરે. પિતાની કીર્તિ જાળવવી એ મારો ધર્મ છે.” એ પિતૃભકત રાજકુમારી યાત્સુબુસા સાથે પર્વતની ગુફામાં રહેવા ગઈ. તે રોજ પરમેશ્વરને પ્રાર્થના કરતી કે તેને મનુષ્યના જેવી બુદ્ધિ આવે. એક દિવસ રાજકુમારી ગુફામાં બેસીને ધર્મનું પુસ્તક વાંચતી હતી અને યાત્સુબુસા તેની પાસે બેઠો હતો, તેટલામાં સાતોમીનો એક સૈનિક ગુફા આગળ આવ્યો અને પોતે એક ઉમદા કૃત્ય કરે છે એમ સમજીને કુતરાને બંદુકની ગોળી મારી. ગોળી કુતરાની આરપાર થઇ અને રાજકુમારીની છાતી વીંધી ચાલી ગઈ. રાજકુમારીનીનો આત્મા આઠ તારાઓના રૂપે તેના દેહમાંથી નીકળ્યો. દરેક તારો એક એક સદગુણ હતોઃ સ્વામીભકિત,

નિષ્ઠા, પિતૃભક્તિ, મિત્રતા, દાનવૃત્તિ, સત્યપાલન, વિનય અને જ્ઞાન. દરેક તારાની જ્યોતિ જુદા જુદા મનુષ્ય ગૃહોમાં ગઈ અને દરેક ઠેકાણે એક પુત્ર જન્મ્યો. એ બધાએ પુત્રો મોટા થતા સાતોમીના તાબાના ઉમરાવો તરીકે રહ્યા અને તેની કીર્તિ ખૂબ ફેલાવી. આ પ્રમાણે પિતૃભક્ત પુત્રીના આત્માએ પિતાનો યશ વધાર્યો.

એક દિવસ અમે શિક્ષિકા સાથે ફરતાં ફરતાં એક જૂના દેવમંદિરની દિવાલ પાસે જ્યાં ચેરી ફૂલોનું ઝાડ ઊગ્યું હતું ત્યાં આવ્યાં. ત્યાં એક પતરી પર કવિતાની કડી હતી કેઃ–

" આજના પુષ્પો હજારો વર્ષના જૂના મૂળમાંથી પોષણ મેળવે છે."

અમારી શિક્ષિકાએ કહ્યું, " બાળાઓ ! આ વૃક્ષ તમારા જેવું છે. જાપાનની જૂની સંસ્કૃતિએ આજની નવયુવતિઓને જીવન આપ્યું છે. હવે આગળ ઊગવાનો અને બદલામાં નવા જાપાનને પહેલાં કરતા વધારે બળ અને સુંદરતા આપવાનો તમારો વારો છે. "

# પ્રકરણ ૧૦ મું.

## ધર્માન્તર

નાગાઓકાના અમારા ઘરમાં વાતાવરણ હેતનું હતું અને મારું બાળપણ સુખી હતું. પણ આનંદ અને ઊર્મિનો ઉલ્લાસ મેં નહોતો અનુભવ્યો. ભર આનંદમાં મારાથી નિરાશાનો તાર શોધાઇ જતો. કદાચ આનું કારણ બુદ્ધ ધર્મની અસર હશે. મારા મનમાં કેટલાય પ્રશ્નો અણઉકેલ્યા રહેતા. કેટલાક પ્રશ્નો તો હું બાપુને પૂછતી, પણ હું જાણતી હતી કે ભવિષ્યમાં પ્રશ્નો પૂછવામાં સ્ત્રી તરીકે નમ્ર થવું જોઇશે અને પુરુષો છૂટ લઇ પ્રશ્નો પૂછી શકે તેવી રીતે નહિ પૂછાય. ટોકીઓની શાળાના શિક્ષણની અસર મારા મન પર ઘણી થઇ. મને દેખાયું કે પ્રશ્નો એ વિકાસનો એક ભાગ છે.

દરેક જાપાનીસ જેમ માને છે તેમ મેં બાળપણથી માન્યું હતું કે સ્ત્રી પુરુષથી ઊતરતી છે. શા માટે, એ પ્રશ્ન જ નહોતો. અમારે ત્યાં કુટુંબના દેવમંદિરની પવિત્ર વસ્તુઓને

સ્ત્રીઓથી ન અડકી શકાય. બાપુ અને ભાઈ ઘરમાં ન હોય ત્યારે નોકર દેવની પૂજા કરે પણ સ્ત્રીઓ તો નહિ જ. મને થતું કે સ્ત્રીઓ હલકી હોય તો શીન્ટોનાં દેવી સ્ત્રી જ હતાં ને? એક દિવસ મારા બાપુને મેં પ્રશ્ન કર્યો, "શું આપનાં માતુશ્રી પણ બીજી સ્ત્રીઓની માફક હલકાં અને દેવની પૂજા માટે અયોગ્ય છે?"

"તું શું ધારે છે?" તેમણે સામો પ્રશ્ન કર્યો.

"એમ હોઈ શકે નહિ તમે જે માન એમને આપો છો તે ચોખ્ખું બતાવે છે કે એ ખરું નથી."

તેમણે કહ્યું, "વ્હાલી દીકરી! એ તારો વિચાર હંમેશ રાખજે. પણ સૈકાઓથી સ્ત્રીઓ માટે જે નીતિ અને ધોરણ ઘડાયલાં છે તેને તારે ભૂલવાં નહિ. એ પ્રમાણે વર્તવામાં જ તારી લાયકી જળવાશે."

તેમણે જે જવાબ આપ્યો તે મને તરત તો નહિ પણ પાછળથી સમજાયો. જે દિવસે સમજાયો તે દિવસે મારી નોંધપોથીમાં મેં લખ્યું: "નકામો આત્મભોગ નિરાશા અને નિશ્વાસ આણે છે. સ્વમાન આશા અને સ્વતંત્રતા આણે છે." વગર વાંકે અને મુંગે મોઢે દુઃખ સહન કરતી નમ્ર જાપાનીસ યુવતી નકામા આત્મભોગથી બહુ જ થોડે દૂર હોય છે. જ્યારે 'સ્વમાનવાળી, અણદબાયલી, નવા સંજોગોને તરત અનુકૂળ થતી અમેરિકન યુવતી દરેક હૃદયને પ્રેરણા આપે છે, કારણ કે તેનું જીવન ચેરીફૂલની જેમ સ્વાતંત્ર્યતાથી સ્વાભાવિક રીતે ફાલે છે.

મિશન સ્કૂલમાં હું દાખલ થઈ ત્યારથી મેં બાઈબલનો અભ્યાસ કરવા માંડયો હતો અને ધીમે ધીમે તેમાં મને વધુ અને વધુ રસ પડતો ગયો. મારા ઇસુ ખ્રીસ્તના અનુયાયી થવામાં મારી ખ્રીસ્તી શિક્ષિકાઓની મુખ્ય અસર હતી. પહેલ વહેલા જયારે મારા વિચાર વિષે મારા બાને લખ્યું ત્યારે તેમને અચંબો થયો હતો, પણ તે ડાહ્યાં હતાં. તેમણે મને લખ્યું, " પુત્રી ! એ અગત્યનો વિષય છે. રજા સુધી રાહ જોવી એ સારું છે. તે વખતે આપણે એ વિષે વાત કરીશું." મારા બાપુને લીધે બા પરધર્મ પર સહિષ્ણુતા રાખવી શિખ્યા હતા, પણ તેમનું માનવું હતું કે પુત્ર પુત્રીઓએ પૂર્વજોની પૂજા અને શ્રાદ્ધ ક્રિયાઓ તો કરવી જ જાઇએ. હું ઘેર રજામાં ગઇ ત્યારે મને ભય હતો; પણ જ્યારે તેમણે જાણ્યું કે નવો ધર્મ પૂર્વજોને અવમાનતો ન હતો ત્યારે તે મને ઊંડી છુટકારા અને સંતોષની લાગણી થઇ, અને તેમણે તરત જ હા પાડી. પણ મારાં પૂજ્ય દાદીમા ! મારાં મગરુબ, વફાદાર દાદીમા ! મારી ધર્માન્તર કરવાની ઈચ્છા તેમની સમજશક્તિ બહાર હતી. હું પરધર્મી થઇ એ તેમને જીવતા સુધી ડંખ્યા કર્યું. તેમનો ખેદ મારે માટે જિંદગીનો અઘરામાં અઘરો બોજો હતો.

મારાં સગાંવહાલાં અને મિત્રોને મળવું અઘરું થઈ પડતું. મારી તરફ વિચિત્ર લાગણીથી તેઓ જોતાં અને બાને દરેક વખત સમજ પાડવી પડતી, અને માફી માગવી પડતી. મારા એક કાકીએ મારી " વિચિત્રતા " ને લીધે દેવમંદિરને સફેદ કાગળથી અમે મળવા ગયાં ત્યારે વીંટાળી દીધું હતું.

બીજાં કાકીએ મને જમવા બોલાવી ત્યારે હંમેશના જીવનથી હું જાણે તદ્દન જુદી પડી ગઈ હોઉં તેમ મારે માટે સાધારણ રીતે કરીએ તેથી જુદી જ વાનીઓ કરી હતી. તેમની સૌની આવી વર્તણૂકને લીધે મને દિલગીરી થતી, અને મને થતું કે બાપુ હયાત હોત તો કેવું સારું ? વ્હાલાંઓની લાગણીભરી અજ્ઞાનતામાં હું એક હતી. સૌ મારી પર હેત રાખતાં, પણ મારી તરફ દયાથી જોતાં.

મારા નવા ધર્મે મને ખૂબ શાંતિ આપી છે અને તે સાથે મને બુદ્ધધર્મી મિત્રોથી જુદી નથી પાડી. એક વર્ષ વધુ અભ્યાસ માટે હું પાછી ટોકીઓ ગઇ અને વર્ષ પૂરું થતાં મેં નાગાઓકામાં અમારે ઘેર રહેવા માંડયું. નાગાઓકાના લોકો સાદા, હેતાળ અને સાચા હતા, પણ મારા શિક્ષણ અને ધર્મફેરને લીધે બીજા સૌ કરતાં મને જુદી ધારવામાં આવતી અને મારી સાથે ઘણાખરા બાહ્યસંબંધ રાખતા તેથી મને મુંઝવણ થતી. પણ ધીમે ધીમે એ અંતર ગળાતું જતું હતું, અને છેવટે ફરી તેમના વફાદાર હૃદયોના સમાગમમાં આવતી થઈ.

ᘯ

## પ્રકરણ ૧૧ મું.

### અણજાણ સમુદ્રો.

નાગાઓકા આવ્યા પછી મારે અમેરિકા જવા માટેની તયારીઓ ચાલતી હતી. અમારે લગ્ન એ માત્ર કૌટુંબિક પ્રસંગ હોવાથી ભેટો આપવાનો રિવાજ નથી, પણ જે અસાધારણ સંજોગોમાં મારાં લગ્ન પરદેશમાં થવાનાં હતાં તેને લીધે ઘણા સંબંધીઓ તરફથી જુદી જુદી ભેટો આવતી હતી. જો કે મારા અમેરિકાના જીવન માટે તેમાંની ઘણીખરી નકામી હતી, પણ અમારા કુટુંબ અને મારી તરફ લાગણીનાં ચિહ્ન તરીકે સ્વીકારતાં મારું હૃદય ગળગળું થઇ જતું હતું. મારા જતા પહેલા થોડાં અઠવાડિયાં અમારી સાથે રહેવા ભાઇ ટોકીઓથી આવ્યા, ત્યારે મત્સુઓનો એક કાગળ લેતા આવ્યા હતા. તેમાં ખાસ સમાચાર હતા કે મારાં લગ્ન થાય ત્યાંસુધી મને પોતાને ત્યાં રાખવી અને લગ્ન પણ પોતાને ત્યાં જ કરવાની ઇચ્છા મત્સુઓની ઓળખીતી

એક અમેરિકન બાઈએ જણાવી હતી. માથું નમાવી બા કાગળ વાંચતાં હતાં. તે પૂરો થતાં તેમણે મ્હોં ઊંચું કર્યું ત્યારે તેમની આંખમાં અશ્રુઓ હતાં. બિચારા મારા માતુશ્રી! હું પરણીને જાઉં ત્યારે અમેરિકામાં શ્વસુરપક્ષમાં કોઈ વડીલ સ્ત્રી પરિણિત જીવનમાં મને માર્ગદર્શક તરીકે નહિ હોવાથી તેમને વર્ષો થયાં મોટી ચિંતા હતી. પણ આ પત્રનો સંદેશ કોઈ અજાણી વ્યક્તિના વિચારશીલ હૃદયમાંથી આવકારનો ગુંજન જેવો હતો, અને એ અજાણી વ્યક્તિ એક પુખ્ત ઉંમરની સ્ત્રી હતી એ વાતથી બાને અત્યંત હર્ષ અને સંતોષ થયો.

એક કન્યા તરીકે હું અમેરિકા જતી હતી, એટલે લગ્ન માટે તથા બીજા પોષાકો મારે માટે કેવા કરાવવા તે મારા કુટુંબમાં અગત્યનો પ્રશ્ન થઇ પડયો. મારા ભાઇને સારી રીતે ખબર હતી કે લગ્નનો કિંમતી પોષાક અને બીજા જાપાનીઝ કપડાં મારે માટે તૈયાર થતાં હતાં તે ખર્ચ વ્યર્થ જવાનો હતો; કારણ કે અમેરિકામાં તે નકામાં જેવાં હતાં. પણ મારાં દાદીમાની મક્કમતા આગળ તેમનો વાંધો ચાલ્યો નહિ.

નાગાઓકા અને ટોકીઓમાં સૌની ભાવભીની વિદાય લઈ ટોકીઓથી અમેરિકા જતી સ્ટીમર મેં લીધી. મારા ભાઇના એક ઓળખીતા, ટોકીઓમાં ચાના વેપારી, મી. હોમ્સ એ સ્ટીમરમાં જ અમેરિકા જતા હતા. તેમને મારી સંભાળ રાખવાનું સોંપ્યું હતું. મી. હોમ્સ બહુ માયાળુ

ગૃહસ્થ હતા, પણ મને પુરુષો સાથે ભળવાની ટેવ નહોતી એટલે અમે ઝાઝું મળતાં નહિ. તે જાપાનીસોથી સારી રીતે પરીચિત હતા એટલે મારી પ્રકૃતિ જાણી ગયા હશે. કારણ કે હું ડેક પર આરામથી બેઠી છું એમ માત્ર જોઈને પુછપરછ કર્યા વગર એ જતા રહેતા. સ્ટીમર પર અમેરિકન સ્ત્રીઓ શિષ્ટાચારનો સંકોચ રાખ્યા વિના મારી સાથે ભળતી, અને થોડા વખત પછી ડેક પર હું ભાગ્યે જ એકલી હોઉં. અમારી જેમ એ સ્ત્રીઓ બહુ શિષ્ટાચાર (Formality) નહોતી રાખતી.

સ્ટીમર પર ડાન્સ વખતે સ્ત્રીઓ શરીરના અમુક ભાગો ઉઘાડા રાખવા ખાતર જ રાખતી હતી તે જોઈ મને ઘણી નવાઈ લાગતી. જાપાનમાં મેં નોકરડીનો કામ કરતાં ખસી જતો છેડો અને રસ્તામાં બાળકને ધવરાવતી મજુરણ જોયાં હતાં, પણ આવું તો નહિ જ. થોડીવાર તો મને અચંબો નહોતો થયો, એમ દેખાડવા મેં પ્રયત્ન કર્યો. પણ પછી તો હું શરમથી મરી જવા લાગી. એકદમ હું મારી કેબીનમાં આવતી રહી અને નવી વિચિત્ર સંસ્કૃતિ ઉપર વિચાર કરવા લાગી. આ લખવામાં મારો ટીકા કરવાનો જરાયે ઉદ્દેશ નથી. ઘણાં વર્ષો અમેરિકામાં રહ્યા પછી આજે મને તેમાં કશું ખરાબ લાગતું નથી. હવે કોઇપણ નૃત્યમાં હું આનંદથી જઇ શકું છું અને એ રમણીઓના કપડાંમાં મને સુંદરતા અને કળામયતા લાગે છે.

સાન ફ્રાન્સીસ્કોમાં મારા પ્રથમ અનુભવો વિચિત્ર અને

ગુંચવી નાંખતા, નવીન અને આનંદ આપે તેવા હતા. ઇલિક્ટ્રીક લીફ્ટ, હોટેલમાં રહેવાના ઓરડામાં ટેલીફોન, ઉના પાણીના નળ, નહાવાની સગવડ વગેરે સુખસાધનો વગેરે સૌ જાપાનથી જુદું લાગતું. આ બધામાં ઉમેરો કરી ઘેલાં બનાવી દેતું દરેક વસ્તુનું મોટાપણું હતું. રસ્તા મોટા, મકાનો મોટાં, વૃક્ષો મોટાં, માનવમેદની મોટી, બધું જ મોટું. જાણે બધું રાક્ષસી દુનિયા માટે તૈયાર કરેલું. આ ઉપમા ખોટી નથી, કારણ કે અમેરિકનો કેટલીક બાબતોમાં ખૂબ વખાણપાત્ર છે તેમ તેમની ત્રુટીઓ પણ અત્યંત ગંભીર છે.

જે સ્ટેશને મને મત્સુઓ લેવા આવવાના હતા, ત્યાં સુધી મી. હોમ્સ મને મૂકવા સાથેઆવ્યા હતા. આગગાડી પ્લેટ-ફોર્મ પર દાખલ થઇ એટલે મેં એક ચપળ અને ટટ્ટાર જાપાનીસ યુવકને યુરોપીઅન પોષાકમાં જોયા. તે મત્સુઓ હતા. મને તેમણે તરત ઓળખી તો કાઢી, પણ મારી અન્તયબી વચ્ચે પૂછ્યું, "જાપાનીસ પહેરવેશ કેમ પહેર્યો છે ?" ભાઈની ટીકા મને યાદ આવી, અને હું કાંઇક ભોંઠી પડી ગઇ. વગર બોલ્યે હું મત્સુઓની બાજુમાં ગાડીમાં બેઠી. થોડી વારમાં ગાડી એક ઘર આગળ ઊભી રહી અને આંગણામાં એક ભવ્ય સ્ત્રી અને ઊંચા વૃદ્ધ પુરુષ ઊભા હતા. સ્ત્રીએ પોતાના હાથ પહોળા કરી મને મધુર શબ્દોથી ભાવભર્યો આવકાર આપ્યો. આભારવશ હું જવાબ ન આપી શકી, અને જ્યારે મેં વૃદ્ધની સામું જોયું ત્યારે તો મારા હૃદયમાં શાંતિ પથરાઈ ગઇ. એમના મુક્ત હાસ્ય પાછળ મને મારા બાપનું હૈયું દેખાયું. એમનું નામ મી. અને મિસીસ વિલસન હતું.

અમારા લગ્ન થતા સુધી હું તેમને ત્યાં રહી અને ત્યાર પછી અમે બાજુના પરામાં રહેવા ગયાં. એ ઘરની વિધવા માલિક બાઈ મિસીસ વિલસનના સગા થતા હતા અને જાપાન તેમને ગમતું હતું તેથી અમને બંનેને ચા પીવા બોલાવેલાં તે ઉપરથી અમારી ઓળખાણ થઇ હતી. અમને એકબીજાને એટલું બધું ગમી ગયું હતું કે અમે જુદાં ન પડવાનો નિશ્ચય કર્યો હતો અને અમે ઘણાં વર્ષો સુધી એ અમેરિકન "બા" સાથે રહ્યાં હતાં. મારા હૃદયમાં મારી માતાની નજીક જ એ અમેરિકન માતાને સ્થાન છે. ઇશ્વરે બનાવેલી સ્ત્રી કૃતિઓમાં એ એક અતિ પ્રેમાળ, ઉદાર અને મધુર હતાં. એમનાં સ્નેહ, સમભાવ અને ડહાપણને લીધે અમેરિકાના જીવનમાંથી હું સારામાં સારું જોતાં શીખી.



# પ્રકરણ ૧૨ મું.

## સંસ્મરણો

અમેરિકામાં મારું પહેલું વર્ષ ગુંચવી નાંખતા અનુભવો છતાંય સુખમાં ગયું. કોઈ કોઈવખત મારે યાદ કરવું પડતું કે "સાસુરાઈની આંખો ભીની નથી થતી." પણ મોટા ભાગના દિવસો નવા અને ગમ્મતભર્યા અનુભવોથી ભરપૂર હતા.

પહેલાં પહેલાં પડદાવાળી બારીઓ, ઘેરા રંગનું ભારે ફરનીચર અને મોટાં ચિત્રો, મનને ગુંચવી નાંખતા, પણ થોડા વખતમાં નવા ઘર વિષે મને બધું ગમવા લાગ્યું. મારો વખત રસોડાનું અને બાગનું ધ્યાન રાખવામાં જતો. વળી મારું અંગ્રેજી જ્ઞાન સુધારવા હું રોજ છાપું વાંચતી. છાપું ઉઘાડી છૂટાછેડાના કેસો હું પહેલાં જોતી. એક દિવસ મેં બાને કહ્યું કે એ બિચારા પતિઓ માટે મને દયા આવે છે.

"શા માટે?" તેમણે પૂછ્યું. "જેટલો સ્ત્રીનો વાંક હોય છે તેટલો જ પુરુષનો પણ વાંક હોય છે એમ મારું ધારવું છે."

"એક વખત પસંદ કર્યા પછી નિષ્ફળતા સ્વીકારવી એ તો સ્ત્રીના અભિમાનને હણે તેવું છે." મેં કહ્યું.

"પુરુષ માટે એથી વધારે નથી શું?" તેમણે કહ્યું.

"પુરુષ જુએ છે, ઇચ્છે છે, બોલાવે છે;
"સ્ત્રી શરમાય છે, હસે છે, અને આવે છે;
"અથવા નથી આવતી. તેને જેમ ગમે તેમ;
"એ તેનો ભાગ, આવવું કે ન આવવું."

અમેરિકાની મારી મોટી મુશ્કેલી પત્ની તરીકેની ફરજો બજાવવાની મારી અશક્તિ હતી. મત્સુઓ નાનપણથી અમેરિકા આવેલા એટલે અમારા ઘણાય રીતરિવાજોથી અપરિચિત હતા. મારી મુશ્કેલીઓનો તેમને ઝટ ખ્યાલ આવતો નહિ અને મારી નાની નાની મુંઝવણો અને પ્રશ્નો અણઉકેલ્યા રહેતા.

એક વખત એક સાથે આઠ દશ દિવસ સુધી કામને લીધે મત્સુઓને રાત્રે ઘરે આવતા મોડું થયું. મને શરીરે ઠીક નહોતું રહેતું એટલે તેમની રાહ જોઇને બેસી રહેવાની બા ના કહેતાં, પણ મને મુંઝવણ થતી. કારણ કે જાપાનમાં પતિ કામ કરતો હોય ત્યારે પત્ની ઊંઘી જાય તો તે તેનું આળસુપણું ગણાતું. હું રાતે ઉઘાડી આંખે બેસી રહેતી અને વિચાર કરતી કે મારે કોની શિખામણને અનુસરવું? જાપાનના રિવાજ જાણતી મારી બાને કે અમેરીકન માતાને.

બીજો એક એવો પ્રસંગ બન્યો હતો કે જેથી બન્ને દેશની કેટલીક માન્યતામાં તફાવત જણાઇ આવતો હતો.

અમારી કામકરનાર બાઈ કેલરા બહુ માયાળુ રીતે મારી સાથે વર્તતી હતી એટલે મારે તેને એક ભેટ આપવી હતી. મત્સુઓએ મને જણાવ્યું કે ભેટ તરીકે રોકડ પૈસા આપવા એ વધુ વાસ્તવિક અને સારું ગણાય છે. તેથી મેં તેમની પાસેથી એક ચેક લીધો અને એક પરબીડિયામાં મૂકી તેની ઉપર લખ્યું, "આ મીઠાઈ છે." મત્સુઓ કેવા હસ્યા હતા!

"અમેરિકામાં તો એમને એમ પૈસા અપાય." તેમણે કહ્યું.

"માત્ર ભિખારીને એમને એમ અપાય," મેં ખરેખર ગુંચવાઈને કહ્યું.

"છટ!" મત્સુઓએ કહ્યું, "અમેરિકનો પૈસાને સેવાના બદલા રૂપ ગણે છે. આપણે પૈસાને તુચ્છ નજરે જોઈએ છીએ તેવું તેમનામાં નથી."

જાપાનમાં નોકરોને ઉતરતા દરજ્જાના, પણ કુટુંબીજનો ગણવામાં આવે છે. તેમને વધુ રસ જ્યાં કામ કરતા હોય તે ઘરમાં હોય છે. તેથી ઊલટું અહીં નોકરો સરખી રીતે કામ-કાજ કરતા હતા પણ તેમનું સુખ અને આનંદ બીજે જ હોય છે. કેલરા અને તોપી વચ્ચેનો ફેર મારી નજરે ઘડી ઘડી ચઢતો. કેલરા મારું કેટલુંક કામ પોતાની ખુશીથી કરતી જે જાપાનમાં મારી આયા સિવાય બીજા કોઈએ કર્યું ન હોત. એક દિવસ મત્સુઓએ સાધારણ રીતે કહેતા હોય તેમ કેલરાને બોલાવીને કહ્યું. "કેલરા, રસોડાની બાજુમાં વિલયમને

મારા જોડા સાફ કરવા ન આપી આવે ?" આ સાંભળીને મને ગભરાટની લાગણી થઈ આવી, કારણ કે જાપાનીસ નોકરને આવું કહ્યું હોય તો અપમાન જ લેખાય. પણ કેલરા તો જોડા ઊંચકીને ગાતી ગાતી આપવા ચાલી ગઈ.

પહેલી જ વખત હું એક ટી પાર્ટીમાં જવાની હતી અને તૈયાર થતાં મને વિચાર આવ્યો કે બધાં ત્યાં શાંત બેઠાં હશે અને ધીમે ધીમે વાતો કરતા હશે. પણ હું ત્યાં ગઈ ત્યારે બધાં આનંદપૂર્વક ફરતાં હતાં અને ઉત્તેજિત રીતે વાતો કરતાં હતાં. ઘેર પાછાં ફરતાં, એક મિત્રે જાપાનમાં ટી પાર્ટીમાં મહેમાનોને કેવી રીતે આવકાર આપવામાં આવે છે એ વિષે મને પૂછયું. મને નમ્ર અને ભવ્યપણે બેઠેલાં મારાં બા તથા ઓછા શબ્દોમાં પોતાની લાગણી વ્યક્ત કરતી, ધીમું હસતી, બધું જ દબાયલી રીતે કરતી સ્ત્રીઓ યાદ આવી. જાપાનમાં જ્યાં વધારે માણસો એકઠાં થયાં હોય ત્યાં હસવું કે બહુ ફરફર કરવું એ બેહુદું ગણાય છે. મને થયું કે જાતે કેદમાં પુરાઇ ચાવી પોતાની પાસે રાખતી સ્ત્રી તરીકે જાપાનીસ સ્ત્રીની કલ્પના કરી શકાય. આમાં ગંભીરતા અને આરામ હતા પણ એ વર્તન સ્વાભાવિક નહોતું. અમારી રૂઢીબંધનતા વધુ પડતી છે, આત્માને રૂંધી નાખે તેવી છે. મારી આ વિચારમાળા જ્યારે બાને મેં કહી સંભળાવી ત્યારે તેમણે મને સમજાવ્યું કે મારે વાડ એકદમ તોડી નાંખવી હતી અને સુધારો આણવો હતો. પણ જાપાનના ફૂલ છાયાવાળી જગ્યામાં અત્યાર સુધી ઊગ્યાં હતાં તે એકદમ ખુલ્લા તડકામાં આવે તો

તરત ચીમળાઈ જાય. તેમના વિકાસ માટે તો પ્રભાતના મીઠાં કિરણોની જરૂર હતી.

શેક્સપીઅરના પ્રખ્યાત નાટક "મરચંટ ઓફ વેનીસ" માં મહાન નટી એલન ટેરીનું કામ જોવા હું મારા સ્ત્રી મિત્રો સાથે એક વખત ગઈ હતી. નાટકમાં મધુર ચાંદનીમાં જેસીકા પોતાના પતિને મળે છે તે દૃશ્ય અને છેલ્લું દૃશ્ય ચુંબનોથી ભરપૂર હતાં અને મારે મન શિષ્ટ નહોતાં. મને થયું કે એ જોવા હું ત્યાં ન આવી હોત તો સારું થાત બહાર નીકળ્યા પછી વાતમાં એક મિત્ર જેણે છેલ્લા દૃશ્ય વખતે વિચિત્રતાથી જોયા કર્યું હતું, તેણે પૂછ્યું, "તમારે ત્યાં સ્ટેજ પર પ્રેમ દર્શાવાતો નથી?"

"હા દર્શાવાય છે. અમારે ત્યાં જીવન જેવું હોય તેવું જ સ્ટેજ પર દેખાડાય છે" મેં કહ્યું.

"પણ પ્રેમી કદી જોયો નહિ હોય તેવી રીતે તમારૂં મ્હોં રાતું રાતું થઇ જતું હતું!" તેણે હસતાં હસતાં કહ્યું.

મેં તેમને સમજાવતાં કહ્યું કે સૈકાઓથી લાગણીઓ વ્યક્ત કરવી એ સભ્યતા અને મોભ્ભાને અનુરૂપ નથી એમ અમને શિખવવામાં આવે છે. એનો અર્થ એમ નથી કે અમે લાગણીઓને દાબી દઈએ છીએ. માત્ર વ્યક્ત કરવાની રીત જુદી છે. અમારાં પ્રેમ દૃશ્યો એટલાં શાંત હોય છે કે અમેરિકન પ્રેક્ષકોને જરાએ મજા ન પડે.

"પ્રેમીઓ ક્યારે-ખરૂં પૂછું તો-બહુ ઉત્સાહમાં

હોય ત્યારે શું કરે ?"

"ધીમેથી એક બીજા તરફ પીઠ ફેરવે." મેં કહ્યું.

"પીઠ ફેરવે! અરે ભગવાન્!" તેમણે અજાયબીથી ઉદ્‌ગાર કાઢ્યો. વળી એક મિનિટમાં મારી તરફ ફર્યા અને પૂછ્યું, "એ શું ખરૂં છે કે જાપાનમાં ચૂંબન નથી, પતિ પત્ની વચ્ચે પણ ?"

"હૃદયના ભાવો દેખાડવા અમારે ત્યાં નમન વિધિ છે."

"પણ તમે એમ કહો છો કે તમારી બાએ તમને કદી ચૂમ્યા નથી ?" અજાયબીમાં તેમણે પૂછ્યું.

"તમે અમેરિકા આવ્યા ત્યારે તેમણે શું કર્યું ?"

"માત્ર નમ્યા અને ધીમેથી કહ્યું, 'મારી પુત્રી તને સફળ સફર હજો.'"

નમન કરવું એટલે માત્ર શરીર વાળવું એટલું જ નથી. તેને આધ્યાત્મિક બાજુ પણ છે. નાના મોટાને સરખી રીતે નમન કરવાનું નથી હોતું. મને પરદેશ વળાવતી વખતના મારાં બાના નમનમાં ઉંડા હેતનો ભાવ હતો. મને એ હૃદય થડકારની ખબર પડતી હતી. પાસે ઉભેલ હાજર રહેલ દરેક જણ તેમાં ઉંડી લાગણી જોઇ શકતું હતું.

જાપાનીસ લોકો દેખાવ કરનારા નથી. અત્યાર સુધી સારા વર્ગના તમામ બાળકોને લાગણીનો આવેશ રોકવાનું સંભાળપૂર્વક શિક્ષણ આપવામાં આવતું. પહેલાં કરતાં આ

બાબતમાં હવે ઘણી છૂટછાટ મૂકવામાં આવી છે. તોપણ જુની કેળવણીની અસર હજી સાહિત્ય, કળા અને રહેણી કહેણી એ બધામાં માલમ પડે છે. જીવન વ્યહવાર આનંદી મિત્રભાવવાળો હોવા છતાં રીતભાતમાં એક પ્રકારની ગંભીરતા અને કઠણાશ જોવામાં આવે છે. આનંદી બાળકી છુપું છુપું હસતી હોય છે. ઘવાયેલ બાળક આંખમાં આવતાં આંસુ બંધ કરવા પ્રયત્ન કરતો, હુસકું ખાઇ જવાતું હોય તેમ છતાંય, કહે છે, "હું રડતો નથી." હૃદય ચીરાયેલ માતા ધીમેથી હસતી હસતી પોતાનું બાળક મરણ પથારીએ હોવાની વાત કરે છે. આ બધું પોતાને પાછળ રાખવાના પ્રયત્નો જ દેખાડે છે. લાગણીઓનો દેખાવ કરવો એ છીછરાપણું માનવામાં આવે છે. પરદેશીને આ બધું અગમ્ય લાગે છે. પણ તેવી જ રીતે અમેરીકા જવા નીકળતી વખતે મારાં બાએ જે મને કહ્યું હતું તે યાદ આવ્યા વિના રહેતું નથી.

"મારી પુત્રી, મેં સાંભળ્યું છે કે પરદેશી લોકોમાં કુતરા ચાટે તેમ એક બીજાને ચાટવાનો રિવાજ હોય છે." મારા બાના હૃદયમાં ટીકાની વૃત્તિ નહોતી પણ અજાયબીની. અજાણ્યાને પોતાને ત્યાં જે રિવાજ ન હોય તે કેટલીક વખતે કેટલા વિચિત્ર લાગે છે તે દેખાડવા જ આ દાખલો ટાંકું છું. વર્ષોથી અમેરિકામાં રહ્યા પછી જાણું છું કે અમેરેકનોની હૃદયની લાગણીઓ દર્શાવવાની રીતને પણ આધ્યાત્મિક બાજુ છે. હું હવે સમજી શકું છું કે ચુંબનથી મમતા, આભાર, મિત્રતા અથવા પ્રેમ દર્શાવી શકાય છે.

# પ્રકરણ ૧૩ મું

## નવીન અનુભવો

એક દિવસ અમારી પાડોશમાં રહેતા મિસ હેલન એક રકાબીમાં લીલી દ્રાક્ષ લઇને "આંખો મીચો તો કાંઈ આપુ" એમ કહેતાં આવ્યાં. હું અમારી જાપાનીસ રીત પ્રમાણે ફુલો દિવાનખાનામાં ગોઠવતી હતી. મારી કળા તરફ પ્રશંસાની દૃષ્ટિએ જોતાં તેમણે કહ્યું, "જાપાનમાં ફુલોનો શોખ ખૂબ હોય એમ લાગે છે." એ વાત ખરી હતી. અમારે ત્યાં દરેક સુશિક્ષિત સ્ત્રીને ફુલો જુદી જુદી રીતે કેમ ગોઠવવા તે કળાનું ખાસ શિક્ષણ આપવામાં આવે છે. ફુલો પ્રત્યે અમારે ત્યાં કળાની દૃષ્ટિથી જ વિશેષ કરીને જોવાય છે. અમેરિકામાં શુભ લાગણીઓના ચિહ્ન તરીકે એક બીજાને ફુલો આપવાનો રિવાજ છે તેમ અમારે ત્યાં નથી.

"અમે કોઈ દિવસ ફુલ ભેટ તરીકે કોઇને નથી આપતાં" મેં કહ્યું.

"કેમ ?" મિસ હેલને પૂછ્યું.

"કારણ કે તે ચીમળાઈને નાશ પામે છે. માંદા મિત્રને ત્યાં ફુલ મોકલાવવાં એ અમારે ત્યાં ભારે અપ-શુકન ગણાય."

"જાપાન પુષ્પોની ભૂમિ છતાં, દર્દીઓ કેટલો આનંદ ખુએ છે ?" મિસ હેલન કાંઈક નિરાશ થતા બોલ્યાં. હું વિચારમાં ગરકાવ થતી શાંત બેસી રહી.

દિવસો પસાર થતા ગયા અને નવું વર્ષ આવ્યું. અમેરિકામાં નૂતન વર્ષનો મારો પ્રથમ અનુભવ નિરાશાજનક હતો. અમારા એક મિત્રે અમને ખ્રીસ્તમસની પ્રાર્થનામાં આવવા અને પછી તેમને ત્યાં જમવાનું નિમંત્રણ આપ્યું હતું. મેં એ દૃશ્ય રમણીય અને આનંદદાયક, પણ માન અને પૂજ્ય-ભાવવાળું કલ્પ્યું હતું. પણ તેને બદલે બધે મોજમઝા અને ગમ્મતવાળું વાતાવરણ માલમ પડતું હતું. અને આખી રાતભર ખાણું તથા નાચગાનમાં ખ્રીસ્તમસ પાછળ રહેલ આધ્યાત્મિક ધ્યેય લોપાઈ જતો હતો.

જાન્યુઆરીમાં અમારે અમારો અંગત ઉત્સવ આવ્યો. ચાર પાંચ અઠવાડિયાં થયાં જાપાનથી કાગળો વધુ આવતા હતા. એક પત્રમાં રાખડી અને ચોખાના લોટના શુભ ગણાતાં રમકડાં હતાં. "પંચમાસી" માટે બાની આ ભેટો હતી. સગર્ભા યુવતિને પાંચ મહિના થાય ત્યારે આ ઉત્સવ અમારે ત્યાં ઉજવાય છે. મારા સ્નેહાળ, વિચારશીલ, દૂર વસતાં માતા !

અમારે ત્યાંનો રિવાજ અમેરિકન માતાને સમજાવતાં મારી આંખમાં પાણી આવી ગયાં. તેમણે એ રિવાજ પાછળ રહેલી ધાર્મિક ભાવના સમજી બધું કેવી રીતે કરવું તે મને પૂછયું અને તૈયારી કરવા લાગ્યા. આ પ્રસંગે પતિ તથા પત્ની બેઉના કુટુંબના માણસો હાજર હોય છે. પતિ તથા પત્ની વિધિ વખતે સાથે બેસે છે અને પત્નીના જમણાં હાથે રાખડી બાંધવામાં આવે છે. આ વિધિ થયા પછી સગર્ભા પત્નીને ઘર કામકાજમાંથી મુક્ત કરવામાં આવે છે, અને તેના ખાવા પીવામાં, વાંચનમાં બધે અમુક પ્રકારનો સંયમ પાળવામાં આવે છે.

હું એક દિવસ ગુંથતી બેઠી હતી ત્યારે મારાથી પ્રાર્થના થઈ ગઇ કે મને પુત્ર સાંપડે તો સારું. જૂની માન્યતા પ્રમાણે માત્ર વંશ વધારનાર તરીકે જ મારે છોકરો નહોતો જોઈતો પણ પહેલું બાળક છોકરો હોય તો મને બધા અભિમાનથી જુએ એ સ્વાર્થ મને હતો. અમારે ત્યાં મનાતું કે પુરુષ કરતાં સ્ત્રી હલકી છે તેમ મત્સુઓ અગર હું માનતી નહોતી. પણ કુટુંબમાં છોકરો ન હોવો એ અગવડ પડતું અને દુઃખદાયક થઈ પડે છે, એટલે પહેલું બાળક છોકરો હોય ત્યારે લોકો વધુ અભિનંદનો વરસાવે છે.

થોડા વખત પછી એક સુંદર, સશક્ત અને મધુર બાળકીનો જન્મ થયો. મારે છોકરો જોઈતો હતો તે વાત તો હું ભૂલી જ ગઇ, અને મત્સુઓને તેમની નાની પુત્રીને

પ્રથમ જોયા પછી યાદ આવ્યું કે તેમને તો પહેલેથી જ છોકરાઓ કરતાં છોકરીઓ વધુ ગમતી હતી. અમે આ બાળકીને અમેરિકન બાળકને આપવામાં આવતી છૂટથી ઉછેરવાનો નિશ્ચય કર્યો. અમારે તેનું નામ જાપાનીસ રાખવું હતું, પણ શું નામ પાડવું તે ચર્ચાનો વિષય થઈ પડ્યો હતો. "મત્સુઓ" નામનો અર્થ પાઇનવૃક્ષ થતું અને મારા નામનો અર્થ ચોખાનું ખેતર થતું. અમારા નામો મજબુતાઈ અને ઉપયોગીતા સૂચવતાં હતાં, એટલે મત્સુઓએ કહ્યું, "બાળકીમાં ઉપયોગીતા અને મજબુતાઇનો મેળ તો છે જ, તેમાં સુંદરતાં જોઇએ. તેથી આપણે તેને આયાણી અમેરિકન માતાનું નામ, જેનો અર્થ ફૂલ થાય છે, તે આપીએ." અમે એવું નામ હનાનો-પરભૂમિમાં કુસુમ-રાખ્યું.

બાળકીના જન્મ પછી કેટલાએ મહિના સુધી એ મારા જીવનનું કેન્દ્રસ્થાન બની હતી. હું કોઈને ત્યાં જાઉં કે કોઇ મને મળવા આવે, અગર કોઇને હું કાગળ લખું એ એ બધામાં મુખ્ય વિષય એ થઇ પડતી. મારાં બાને તેમાં સ્વાર્થી સ્નેહ દેખાયો હશે, કારણકે તેમણે ધાર્મિક ચિત્રોની એક ચોપડી મને મોકલી અને આડકતરી સૂચના મને કરી. મારું શીશ ઉપકારવશ હૈયે જાપાનની દિશા તરફ નમ્યું, અને મેં મનથી નકકી કર્યું કે મારા બાળક પ્રત્યેનો મારો સ્નેહ મને જગત પ્રત્યે ઉદાર અને સમભાવી થતા શીખવશે.

જાપાનમાં કહેવત છે કે "માત્ર બાળકની જ આંગળીઓ બે કુટુંબો વચ્ચે સ્નેહગાંઠ બાંધે છે." લગ્ન એ બે

વ્યકિતઓ કરતાં કુટુંબો વચ્ચેના સબંધ તરીકે વધારે ગણવામાં આવે છે, એટલે એ કહેવત અમને પતિ પત્નીને લાગુ પડશે એમ મેં નહોતું ધાર્યું. મત્સુઓને વેપારમાં વધુમાં વધુ રસ પડતો અને હનાનો આવ્યા પહેલાં તો વેપારને તેમના જીવનમાં પ્રથમ સ્થાન હતું. તે અને હું સારા મિત્રો હતા, પણ એકલાં હોઈએ તો પણ ભાગ્યે જ અમે દિલ ખોલીને વાતો કરતાં. તેમને વેપારને લગતી બાબતોમાં રસ પડતો અને મને કામકાજમાં અને મિત્રોમાં. પણ હનાનોના જન્મ પછી બહુ ફેરફાર થઈ ગયો. હવે અમારે વાતો કરવાને ઘણી બાબતો હતી, અને મારા પતિને હું ઓળખતી હતી એવું મને પહેલી વખત લાગ્યું.

પણ મને હંમેશ ઊંડાણમાં લાગતું કે બાળકી તો મારી છે. તેના પર બીજા કોઈનો હક્ક છે એવો મને કદી વિચાર નહોતો આવતો. એક દિવસ શહેરમાંથી પાછા ફરતાં હું મારા પતિની દુકાનમાં ગઈ હતી. તે કામમાં હતા તેથી તેમના ટેબલ પાસે ઓફિસમાં હું બેઠી. તેમના ટેબલ પર બધું અવ્યવસ્થિત પડયું હતું, અને આગળના ભાગમાં નાની, લાખની સુંદર પેટી પડી હતી. મેં તેનું ઢાંકણું ઉઘાડયું અને હું તો અજાયબીથી છક થઇ ગઇ. તેમાં એક નાનકડું ભાંગી ગયેલ બટન, બેબીની નાની અંગુલીઓથી દબાયેલ ગમે તેવા આકારના માટીના ટુકડાઓ અને એક બીજું રમકડું એટલી ચીજો હતી.

હું શાંત ઊભી રહી. હૃદય એકદમ ધડકવા માંડયું

અને અજાણ્યા હૃદયમાં છૂપી રીતે દૃષ્ટિપાત કર્યો હોય તેવી મને લાગણી થઇ. પળમાં મને દેખાયું કે બેબી ઉપર મારો હક્ક જેટલો મજબુત અને હેત ભર્યો હતો તેટલો જ બીજી એક વ્યક્તિનો પણ હતો. મારું હૃદય કાંઇક પશ્ચાતાપની લાગણીથી મારા પતિને જોઈ રહ્યું.

હનાનો જરા મોટી થઈ અને બોલવા ચાલવા માંડયું ત્યારથી તો તેના બાપા પોતાનો ઘણો વખત તેની પાછળ ગાળતા અને સાંજે કોઇને ત્યાં મળવા જવું હોય તો ત્યાં પણ તેને લઈ જતા. એક દિવસ મત્સુઓ તેને લઈને બહાર ગયા હતા ત્યારે બાએ કહ્યું, "મત્સુઓ જેવા હેતાળ પિતા મેં અત્યાર સુધી જોયા નથી. જાપાનમાં (બધા જ) બાળકો પ્રત્યે, આટલો બધો પ્રેમ રાખે છે ?"

"મને ખબર નથી" મેં ધીમેથી જવાબ આપ્યો. "અમેરિકન પિતાને બાળકો નથી ગમતાં ?"

"ગમે છે" તેમણે ઝડપથી જવાબ આપ્યો. "પણ મત્સુઓ તો બેબી સાથે રમવા ખાસ વહેલા ઘેર આવે છે અને વળી તેને જાહુ લઇ જવી હોય ત્યારે તો બપોર પછી દુકાન જ બંધ રાખે છે."

મારું મન ભૂતકાળ તરફ વળ્યું. "તેમને પ્રસંગ જ સાંપડતો નથી" મેં જરા કડવાશની લાગણીથી વિચાર્યું. અમેરિકન પુરુષ પોતાની લાગણી જરાએ શરમાયા વિના વ્યક્ત કરી શકે છે, પણ જાપાનીસને રૂઢીની સાંકળો બાંધી

લે છે. પતિને પત્ની માટે ઘણી લાગણી થતી હોય છતાંએ જાહેરમાં તે તેને માટે લાગણી કે માન વ્યક્ત નથી કરી શકતો. પત્નીને તેમ કરાવવાની ઇચ્છા પણ થતી નથી. એ સારો રિવાજ નથી. માત્ર બાળકો સાથેની લાગણીઓ તે દેખાડી શકે છે અને તે પણ અમુક મર્યાદાઓ જાળવીને.

એક વખત રાતના હનાનો અને તેના બાપુ એક બીજાને પકડતાં ચાંદનીમાં રમતાં હતાં અને આ બાજુમાં બેસીને હસતાં હસતાં જોતાં હતાં.

" હું નાની હતી ત્યારે હું પણ ચાંદનીમાં રમતી " મેં કહ્યું.

" જાપાનમાં એ ચંદ્ર હોય છે ? " હનાનોએ અજાયબીથી પૂછ્યું.

" આખી જિંદગી તું જ્યાં જાય ત્યાં તારા માથા પર તેને તું જોઇ શકીશ " તેના બાપુએ કહ્યું.

" ત્યારે તો એ મ્હારી સાથે જ ચાલે છે, " હનાનોએ સંતોષથી કહ્યું. " અને હું જ્યારે જાપાન જઈશ ત્યારે ઇશ્વર પણ મારી સાથે જ રહેશે ને ? "

મત્સુઓ અને હું ગુંચવાઇને એક બીજા તરફ જોઇ રહ્યાં. પણ પાછળથી મને ખબર પડી કે બાની સાથે એક બાઇની વાતચીતમાં તેણે સાંભળ્યું હતું કે જાપાન ઇશ્વર વિનાનો દેશ છે.

હનાનોની વિચિત્ર માન્યતા જરા ચમકાવે તેવી હતી,

પણ તેને આનંદ આપતી હતી, તેથી મને તે સુધારવી ન ગમી. "આ વ્યવહારુ દેશમાં થોડા વખતમાં તેને સત્ય દેખાઇ આવશે" મેં વિચાર્યું. જાપાનમાં કેટલીએ બાલિશ માન્યતાઓ તરફ લોકો મોટે ભાગે સહાનુભૂતિ ધરાવે છે, અને તેમની કલ્પનાઓ જલદી પડી ભાંગવાનો ભય નથી હોતો.

જેમ સ્થૂળ અને પાર્થિવ તત્વોનું અસ્તિત્વ સાચું લાગે છે તેવી જ રીતે આધ્યાત્મિક શક્તિઓ અને આત્માઓનું અસ્તિત્વ સત્ય છે તેમ અમે માનીએ છીએ. અને જીવનમાં અદૃશ્ય બળો કરતાં વધુ સાચાં તત્ત્વો અમારે મન બીજાં કોઇ નથી. એવો એક પણ દિવસ નથી જતો કે જેમાં માયાળુ અદૃશ્ય શક્તિઓની હાજરીનું ભાન દરેકને ન થતું હોય. મંદિરમાં દેવોને જોઇ સગાંવ્હાલાં અમને જુએ છે, અમારું ધ્યાન રાખે છે એ અમને યાદ આવે છે, અને ધૂપદીપ તથા પ્રાર્થનાથી અમે ભક્તિભાવ દેખાડીએ છીએ. રસોડામાં હરઘડી મદદ કરતાં અગ્નિદેવની રસોડાની સગડી પાસે સ્થાપના કરી તેને અમે પૂજીએ છીએ. જળદેવી જે નદીનાળાને આશીર્વાદ આપે છે, તે કહે છે કે અમારે કુવા, તળાવ સ્વચ્છ રાખવાં જોઇએ. ભાગ્ય ઘડનારા સાત દેવો-ઉદ્યોગ, લક્ષ્મી, ડહાપણ, વીર્ય, સૌન્દર્ય, સુખ અને દીર્ઘાયુ દરેક ઠેકાણે જોવામાં આવે છે અને માનથી તેમનો આદરસત્કાર કરી પૂજવામાં આવે છે. અને તેમાંના બે, લક્ષ્મી અને ઉદ્યોગને તો ખાસ કરીને વેપારીઓ પૂજે છે.

બધામાં શ્રેષ્ઠ એવા સૂર્યદેવ, જેમાંથી અમારો રાજવંશ ઊતરી આવેલો છે તે ભાવથી અમારી રક્ષા કરે છે.

બુદ્ધધર્મે તેની, હિંદુસ્તાનથી જાપાન સુધીની લાંબી જુની મુસાફરી દરમ્યાન ભયના તત્ત્વો વિસારી દીધાં હોય તેમ લાગે છે; અથવા તો આનંદી અને મદદ કરતા શિન્ટોદેવોની સાથે રહીને બુદ્ધધર્મના એ તત્ત્વો મોળાં પડયાં હશે. અમારે ત્યાં મરણને પણ એક વ્હેતાં વાદળા તરીકે કલ્પવામાં આવ્યું છે. બુદ્ધિમાન વ્યક્તિઓમાં બુદ્ધધર્મ રસ પેદા કરી શકે છે અને તેમને સાચો ત્યાગ શીખવે છે, પણ ઇસુ ખ્રીસ્તને માનવાથી જે શાન્ત્વન, આશા અને આનંદ મળે છે તથા અજ્ઞાન લોકોના જીવન જે ઊંડા જ્ઞાનથી દોરવાય છે તે બુદ્ધધર્મમાં નથી.

# પ્રકરણ ૧૪ મું

## શીયો

જાપાનમા ઉજવાતા બાલ્ય ઉત્સવને દિવસે એક વખત હનાનોની બધી બેનપણીઓને અમારે ત્યાં બોલાવી હતી, અને એક નાની સરખી મિજબાની રાખી હતી. હનાનો આસરે પાંચેક વર્ષની થઇ હતી. તેની બધી બેનપણીઓ આજે તેને ઘેર આવી હતી એટલે તેને ખૂબ આનંદ થયો હતો અને પૂર ઉત્સાહમાં હતી. ટેલીફોનની ઘંટડી વાગે એટલે તરત તે હસતી હસતી જતી અને અભિનંદનોના જવાબ આપતી. સુસાન તેની ખાસ બેનપણી હતી, અને તે એની સોનેરી વાળવાળી, સુંદર, નાની બેનને પણ સાથે લેતી આવી હતી. સુસાનની નાની બેનને હનાનો ખૂબ ચાહતી હતી.

તે રાત્રે પ્રાર્થના કરવાનો વખત થયો ત્યારે હનાનો ગંભીર ચહેરે મારી સામે જોઈ રહી.

"ના, ઇશ્વરને મારે જે કહેવું હોય તે કહેવાય ને?" તેણે પૂછ્યું.

મેં કહયું "હા". પણ તેના નાનકડા હાથ જોડીને તે બોલી કે "હલો ઇશ્વર!" ત્યારે હું ચમકી તેને અટકાવવા મારો હાથ જરા લાંબો કર્યો. પણ તરત મને યાદ આવ્યું કે ઇશ્વર પછી તેના બાપુને મેં તેટલું જ માન આપવાનું શિખવ્યું હતું, અને જ્યારે તેના બાપુ બહાર ગામ હોય ત્યારે તે તેમને એવી રીતે જ સંબોધતી હતી. મેં મારો હાથ પાછો ખેંચી લીધો. વળી ફરી ગંભીર ધીમા અવાજથી હું ચમકી ઉઠી.

"સુસાનને નાની બ્હેન છે તેવી મને આપો."હું અજાયબીથી બોલી ન શકી અને તેણે પોતાની પ્રાર્થના પુરી કરી. મેં તેને ત્યાર પછી સુવડાવતી વખતે પૂછ્યું "ઇશ્ર પાસે બ્હેન માંગવાનો વિચાર તને કયાંથી આવ્યો, હનાનો?"

"સુસાને એવીજ રીતે બ્હેન માંગી હતી. તેણે ખૂબ વખત પ્રાર્થના કરી અને હવે તેને બ્હેન છે."

તેની પ્રાર્થના ફળશે એમ હું જાણુતી હતી એટલે હું આઘી જતી રહી.

બે મહિનામાં એક દિવસ સવારે હનાનોને તેના બાપુએ કહ્યું કે તેની એક નાની બ્હેન આવી હતી. અને જ્યાં પારણું હતું તે ઓરડામાં તેને તેડી લાવ્યા. હનાનો કાળા વાળ વાળી અને રાતા ચહેરાવાળી તેની બ્હેન શીયોને ફાટી આંખે અજાયબીથી

થોડીવાર જોઇ રહી અને એક પણ શબ્દ બોલ્યા વિના એકદમ દાદીમા પાસે આવી. "મેં કાંઇ એને માટે પ્રાર્થના નહોતી કરી," તેણે દુઃખી ચહેરે કહ્યું. "મારે તો સોનેરીવાળવાળી સુસાનની બ્હેન જેવી બ્હેન જોઈતી હતી."

"જાપાનીસ બાળકના માથા પર સોનેરી વાળથી ગમ્મતભર્યો દેખાવ થાય," ફ્લૉરા જે અત્યાર સુધી બાજુમાં ઉભી હતી, તે ખડખડ હસતાં બોલી ઉઠી.

"મેં કાંઈ જાપાનીસ બેબી નહોતું માંગ્યું. મારે જાપાનીસ બેબી નથી જોઈતું," હનાનોએ રોષમાં કહ્યું. બાએ તેને ખોળામાં લીધી અને સમજાવીને તેની નિરાશા દૂર કરી, અને કહ્યું કે બેઉ જાપાનીસ છોકરીને જોઇને બધાંને બહુ આનંદ થતો હતો.

તે દિવસે બપોરના બાએ હનાનોને મોટા આયના પાસે શાંતિથી બેઠેલી જોઈ.

"બ્હેન, શું જુએ છે?" બાએ પૂછયું

"હું ધારું છું કે હું પણ જાપાનીસ છોકરી છું." હનાનોએ ધીમેથી કહ્યું. "હું સુસાન અને એલીસ જેવી નથી લાગતી." હેત આગળ સોનેરી વાળ અને ભુરી આંખોનું મહત્વ જતું રહ્યું અને તેણે રૂંધાતા ગળે ઉમેર્યું, "પણ બા એ રૂપાળાં છે ને? હું પણ તેમના જેવી થવાની છું."

બાળકોના વિચારો અને લાગણીનું ઉંડાણ કોઇથી માપી શકાતું નથી. પણ તે દિવસથી જાપાનીસ બાબતોમાં હનાનોને રસ પડવા લાગ્યો. મત્સુઓ સાથે તે રમતી ખરી પણ

વાતો તો તે મારી પાસેથી સાંભળતી હતી. અને એ વાતો કહેતાં, સ્વદેશ જવાની મારી ઇચ્છા વધુ અને વધુ તીવ્ર થવા લાગી. જે અઘોર બનાવથી મારું ભવિષ્ય દુઃખમય અંધારાથી છવાઈ જવાનું હતું તેની આગાહી શું મારો અંતરાત્મા પૂરતો નહોતો ?

એક દિવસ મારો સુખી જીવનક્રમ પૂરો થયો, અને માત્ર ભૂતકાળની સ્મૃતિઓ જ, દિલગીરીભરી પણ દિલાસો આપતી, રહી. કોઈ જાતનું કષ્ટ ભોગવ્યા વગર, આનંદી ચહેરે, છેલ્લે છેલ્લે પણ રમુજી શબ્દો કહેતાં, મત્સુઓ આ દુનિયાનો ત્યાગ કરી પરલોકવાસી થયા.

સ્નેહીઓની વિદાય લઈને મારા બાળકો સાથે સ્વદેશ પાછા ફરવા સિવાય મારે માટે બીજું કશું હવે રહ્યું ન હોતું. જે દેશે મને હેતભર્યો આવકાર આપી મારી ઘણી ભૂલો માફ કરી હતી, જે દેશે શબ્દોમાં ન વર્ણવી શકાય એટલી મમતા મારા પ્રત્યે દાખવી હતી, તે અજબ, ઉદ્યોગી અને વ્યવહારુ દેશને મારી કશી જરૂર નહોતી. હું કોઇ રીતે ત્યાં ઉપયોગી થઈ પડું એમ નહોતું. વર્તમાન કાળમાં અમારે માટે ત્યાં ઉદાર, સ્નેહાળ ઘર હતું, પણ મારાં ઊગતાં બાળકો માટે ભવિષ્ય આશા નહોતું આપતું. મારી વૃદ્ધાવસ્થાની તેને જરૂર નહોતી. જો માણસને માત્ર શીખવાનું જ હોય અને શીખ્યા પછી કોઇને તેનો લાભ ન આપવાનો હોય તો જીવન શા કામનું ?

ભૂતકાળ સ્વપ્નસમો થઈ ગયો. "મારી આગળ શું હતું ?" એ વિચાર મને ગૂંચવતો હતો.

# પ્રકરણ ૧૫ મું.

## પાછા સ્વદેશ

સમુદ્રના મોજાંના કંટાળાભર્યા દૃશ્ય પછી ફરીથી એક વાર હું જાપાનમાં આવી. અમેરિકામાં પગ મૂક્યો ત્યારે વાતાવરણ જેટલું વિચિત્ર લાગતું હતું, તેટલું જ આ વખતે અહીં પણ લાગ્યું.

મત્સુઓની પવિત્ર રાખ અમે સાથે લાવ્યા હતા. જે કારણે સ્ટીમરમાંથી અમે ઊતર્યાં ત્યારે મત્સુઓના સગાંવહાલાં ખાસ રિવાજ મુજબ પ્રાસંગિક પહેરવેશમાં અમને મળવા આવ્યાં. ત્યારપછી ચાલતા આવેલા રિવાજ મુજબ ૪૯ દિવસની ઉત્તરક્રિયાની વિધિ પૂરી થતાં સુધી મને સંદેશ લાવનાર મહેમાન તરીકે જ સર્વે ગણતાં.

વિધવા પુત્રવધૂનું સ્થાન જાપાનમાં અગત્યનું નથી ગણાતું. વધારામાં, મત્સુઓને તેમના કાકાએ દત્તક લીધેલા એટલે મારું સ્થાન તો તે કરતાંયે હલકું હતું.

જાપાનમાં, બાળકો માબાપના નહિ પણ કુટુંબનાં ગણાય છે. તેથી હું મારી પુત્રીઓ વિષે ઘણી ચિંતાતુર રહેતી. તેના બાપુના મરણ બાદ હનાનો અમારા કુટુંબની મુખ્ય વ્યક્તિ હતી, પરંતુ અમે તો કાકાના કુટુંબની એક શાખા માત્ર જ હતાં. કાકાની સાથે અમે રહીશું એમ સહુએ માની લીધેલું. ત્યાં અમને રહેવા માટે સુંદર ઘર અને પહેરવા ઓઢવા માટે સારાં કપડાં મળે, પરંતુ મારાં વહાલાં બાળકો ઉપર પણ મારો હક્ક ન રહે. કાકા જો કે ઘણા ઉદાર હતા છતાંયે તે જૂના વિચારના અને છોકરીઓને પ્રાથમિક શિક્ષણથી વધુ આગળની કેળવણી આપવાની જરૂરિયાતમાં નહીં માનનારા વેપારી વર્ગના હતા તે હું ભૂલી શકું તેમ નહોતું.

પરિસ્થિતિ બહુ વિકટ હતી. આધારવિહોણી એવી હું એક શબ્દ પણ કોઈને કહી શકું તેમ નહોતું. પરંતુ અંધકારમાં આગિયાના ઉજાસની જેમ મારા અંધકારમય અર્થહીન જીવનમાં માત્ર આશાનું એક સોનેરી કિરણ હતું. હનાનો અમારા કુટુંબની મુખ્ય વારસ હોવા છતાંય તે સગીર હતી, અને તેને લઈને વાલી તરીકે મને અમુક હક્કો હતા.

મેં કાકાની સલાહ માગી, અને તેમને પરિસ્થિતિ સમજાવતાં કહ્યું કે મત્સુઓને પુત્ર નહીં હોવાથી પોતાની પુત્રીઓને ઉચ્ચ કેળવણી આપવાની યોજના તેમણે અંતિમ ઇચ્છા તરીકે દર્શાવી હતી અને તે પ્રમાણે

છોકરીઓને સારી કેળવણી મળે તે ઇરાદાથી તેમના બાપની ઇચ્છા પ્રમાણે છોકરીના અભ્યાસમાં પૂરતી કાળજી રાખવાનો મે હક્ક માન્યો.

મારી આવી અપૂર્વ માંગણીથી કાકા અજાયબ જ થઇ ગયા. તરત જ કુટુંબીજનોની એક મંડળી ભેગી કરવામાં આવી [વિધવા] વિષે ચર્ચા કરવાની હોય ત્યારે તેના કુટુંબીઓને પણ મંડળમાં બોલાવવાનો રિવાજ છે. તે ધોરણે મારાં કુટુંબીઓને પણ બોલાવવામાં આવ્યા. ઘરના વારસ તરીકે હનાનોની હાજરી મંડળીમાં આવશ્યક હતી, પરંતુ વાસ્તવમાં તેના વાલી તરીકે મારે જ હાજર રહેવાનું હતું.

બાદ જાપાનીસ પહેરવેશથી અપિરિચિત હનાનોને કપડાં ઢીલાં રહે તેવી રીતે પહેરાવ્યાં, કારણકે અમેરિકન ઢબે કપડાં પહેરીને જમીન પર આઠો વખત હાલ્યા ચાલ્યા સિવાય બેસી રહેવું ઘણું મુશ્કેલ પડે છે. મંડળમાં જ્યાં બધા મોટા લોક ભેગા થયા હોય ત્યાં હાલે ચાલે તો તે છીછરાપણું કહેવાય. હનાનોને મેં આ વ્યવહાર-પદ્ધતિ સમજાવી.

કુટુંબના મોટા ભાગના સભ્યોને મન હું વિસાતમાં નહોતી. પુત્રોની એ.થ ઉપર પોષાતી એક વિધવા જ હતી. અને જો મંડળના ત્રણ સભ્યો મારા મતની વિરુદ્ધ જાય તો મારી વિનંતીનો અસ્વીકાર થવા ઉપરાંત મારાં બાળકોને પણ મારી પાસેથી ખૂંચવી લઇ શકે તેમ હતું અને પૃથ્વી પરના કોઇ પણ કાયદાની કે ખુદ સ્વર્ગના દેવોની પણ જાપા-

નની ભૂમિમાં તેમ થતું અટકાવવાની સત્તા નહોતી. મંડળનાં નમ્ર, આતુર સૂચનાઓ થતી હતી, પણ ગંભીર વાદવિવાદ નહોતો થતો. હું શાંતિથી નીચું જોઈને બેઠી બેઠી બધી ચર્ચા સાંભળતી હતી. તે દરમિયાન અવારનવાર વડીલોની મોભાદાર મંડળીમાં ટટાર અને હાલ્યા ચાલ્યા વિના આતુર નયને સઘળું નિહાળતી હેનોના તરફ મારું ધ્યાન ગયા સિવાય રહેલું નહીં. એટલામાં તો તેનો દબાયેલો પગ જરાક સરકતાં તેનાં કપડાં અસ્તવ્યસ્ત થઈ ગયાં પોતાના અવ્યવસ્થિત કપડાં સંકોરવા જતાં તેના મોંમાંથી એકાએક ઉદ્‌ગાર નિકળી ગયો.

"ઓહ!"

કોઈને તેના સામું જોવાની પરવા નહોતી. મંડળોના સભ્યો નિર્દોષ છોકરીની આવી વર્તણૂંકથી નારાજ થયા હશે, એ વિચારે મારો કંઠ રૂંધાવા જેવો થઇ ગયો અને સર્વ વડીલોને નમન કરી નમ્રતાથી કહ્યું "આપની માનવંતી મંડળી સમક્ષ મારી પરદેશ ઊછરેલી પુત્રીના અસભ્ય વર્તન માટે ક્ષમા યાચું છું, અને આ ભવ્ય મંડળીમાંથી તેને બહાર લઇ જવાની રજા માગું છું."

ઓટાની કાકાએ ગંભીરતાથી તેમ કરવાની રજા આપી.

"એસુ સાન એક વિશ્વાસપાત્ર સ્રી છે, એ એક સદ્‌ભાગ્ય છે." મારા ટોકીયોવાળા કાકાએ કહ્યું, "નહિ તો

ઉછાંછળાં, એકદમ બોલી ઊઠતાં અમેરિકન બાળકોને આપણા ઘરમાં રાખવાં એ એક અણદીઠ સાહસ કર્યા જેવું ખરું."

તેમનાં આ મૃદુતા અને કઠોરતા સંમિશ્રિત વાક્યોનો મર્મ તો મને ન સમજાયો, પરંતુ એક કલાકની વધુ ચર્ચાને અંતે, છોકરીઓને ઊંચા પ્રકારની કેળવણી આપવી એ મત્સુઓની અંતિમ ઇચ્છા હોવાથી તેમ જ હું ( મત્સુ-ઓની વિધવા ) એક ભરોસાપાત્ર વ્યક્તિ લાગવાથી અખતરા દાખલ થોડા વખત માટે મારી નમ્ર વિનંતિ ગ્રાહ્ય રાખવામાં આવી.

અને વિચાર વમળમાંથી મુક્ત થતાં, આનંદમુગ્ધ અવસ્થામાં મારી આખી રાત્રિ ક્યારે પસાર થઇ તેનું ભાન સરખું રહ્યું નહીં.

થોડાં અઠવાડિયાં પછી મારી બાળકીઓ અને હું ટોકીયોમાં રહેવા ગયાં. અમારે રહેવા માટેનું ઘર સુંદર હતું. મત્સુઓના કુટુંબીઓએ એવી ગોઠવણ રાખી હતી કે થોડા થોડા દિવસોના અંતરે તેમના તરફથી કોઇ આવી, બધું બરાબર વ્યવસ્થિત અને નિયમિત ચાલે છે કે કેમ તેની ખાતરી કરી શકે. વિશેષમાં જ્યારે કોઇ નવીન પ્રશ્ન ઉપસ્થિત થાય, પછી ભલે તે નજીવો હોય તો પણ, ત્યારે તે વિષય પરત્વે ગૃહમંડળની સલાહ લીધા સિવાય આગળ એક ડગલું પણ ભરી શકાય તેમ હતું નહીં. અને આમ બંદીવાન છતાંય હું સંતોષી હતી.

અહીંયાં હું એકલા જેવી જ હતી. કારણ મારી બે નાની કિશોર બાળકીઓ સિવાય મારે કોઇ સોબતી નહોતું. અને મારાં બાએ આવવા નિશ્ચય કરેલો, પરંતુ તેમનાથી હાલ તુરત આવી શકાય તેમ નહીં હોવાથી તેમણે નાગાઓકાથી અમારી જૂની નોકર 'તાકી' ને મારે ત્યાં મોકલી આપી. ટોકીઓ આવતાં જ ઘરની બધી જ જવાબદારીઓ ઉપરાંત અમારી ઉપર સરમુખત્યારી તાકીએ પોતે એકે તબકકે ધારણ કરી લીધી.

કંઈ પણ લાવવા મૂકવાની બાબતમાં તાકીના કહેવા પ્રમાણે હું કરતી : પણ કેટલીક વખત તેમ કરવા જતાં કડવા અનુભવો થતા.

તેને મન હું હજી નાની ઓત્સુયો સમી જ હતી. જો કે બોલાવતી વખતે માન દઇને બોલાવવા ચૂકતી નહીં.

અહીંયાં, પહેલી રાતથી જ અમારી મુશ્કેલીઓની શરૂઆત થઇ. તાકીને નાગાઓકાના ઘરનાં બધાં બારી બારણાં બંધ કરવાની ટેવ હતી. તેથી અહીં ગેસની વપરાશ હોવા છતાંય બધું બંધ કરવા જતી હતી. મેં તેમ કરવા ના કહી ત્યારે તે વખતે તો બીજા ખંડમાં જતી રહી, એટલે મેં ધાર્યું કે મારું ઉપરીપણું હવે સ્થપાયું. પરંતુ થોડીક મુદ્દત ભાગ્યે જ વીતી હશે, એટલામાં તાકી પાછી આવી અને બધાં બારી બારણાં બંધ કરી ગઇ. આને પરિણામે મારે તરત જ હવા અજવાળા માટે બારી બારણાં સિવાયનાં જાળિયાં મુકાવવાની ફરજ પડી.

જાપાનીસ મજુરવર્ગની સ્ત્રીઓની માફક તાકીને પોતાના કુટુંબની આજીવિકાનો ઘણોખરો—લગભગ બધો જ ભાર લેવો પડયો હતો. તેનો વર એકંદરે જો કે સારો હતો, છતાંય દારૂની દુષ્ટ બદીનો ભોગ બની ગયેલો હોવાથી ઘરખરચમાં એક પાઇ સરખીની પણ મદદ કરતો નહીં. ઊલટું દેવા માટે કોઇ કોઇ વખત જેલ-યાત્રાએ પણ એને જવાનું થતું. આવો વખત આવતો ત્યારે તાકી અમારે ત્યાં આવતી અને પોતાના વરને ઋણમુક્ત કરી જેલમાંથી છોડાવી શકવા જેટલી રકમ પેદા કરતાં સુધી અમારે ત્યાં કામ કરતી.

અહીંની અજાણી ભૂમિમાં બાળકો જે ઝડપથી નવી પરિસ્થિતિ ગ્રહણ કરતાં હતાં, તે જોઇ મને નવાઇ થતી. હનાનોને તો બાળપણથી નવું નવું બધુંય ગમતું. ત્રણ વર્ષની નાની શિયો, હનાનોના સતત સહવાસને લીધે, આનંદી અને સંતોષી લાગતી. અમે જ્યારે એક સ્થળેથી બીજે અથડાતાં હતાં ત્યારે વિચિત્ર સંજોગોની આશામાં હંમેશ તે રહેતી, પણ અમે જ્યારે સ્થિર થઇ કાયમનાં રહેવા લાગ્યાં, ત્યારે તેને ઘણી વસ્તુઓની ખોટ લાગવા માંડી.

એક દિવસ હનાનો મારી પાસે આવી, ત્યારે હું સીવતી હતી. મારી ગોદમાં ધીમેથી લપાતાં તેણે કહ્યું:

"શિયોને કંઇક જોઇએ છે."

તેને એકને બદલે અનેક-એટલી બધીવસ્તુઓ

જોઈતી હતી કે જે, તે શબ્દોથી ગણાવી શકવા પણ સમર્થ નહોતી. મને બધું ખાલી ખાલી હોય એ ગમતું હતું, જ્યારે એ ખાલીપણું તેને દુઃખદાયક નીવડતું. તેને મોટા આયના, તકિયાવાળી ખુરશીઓ, પિયાનો વગેરે અનેક ચીજો જોઈતી હતી. હું તેના નાનકડા મોં તરફ જોતી ત્યારે મારું હૃદય મને ડંખતું. પણ જ્યારે તેણે મારી બાંય ખેંચી અને મારા કપડાંની ઓથમાં પોતાનું મોં ઢાંકી દયામણે સ્વરે બોલી "ઓ મા! મને દાદીમા અને બાપાના ચિત્ર પાસે નહીં લઇ જાય?" ત્યારે બાળકીની એ નિર્દોષ અલક્ષ્ય માંગણી સાંભળતાં મારું હૈયું ભરાઇ આવ્યું. તેને મારા હાથમાં લઇ હૃદય સરસી ચાંપતાં હું જમીન ઉપર બેસી પડી, અને મારી યાદદાસ્તમાં પહેલી જ વખત મોટેથી રડી દેવાયું.

પરંતુ આવું તે કયાં સુધી ચાલે? કયાં મારું સામુરાઇ લોહી? કયાં મારી બાળપણની કેળવણી? અમેરિકામાં વર્ષો સુધી નિરંકુશ, સ્વતંત્રપણે રહેવાથી, શું મારું ચારિત્ર્ય તો નબળું નથી પડી ગયું? મારી હિંમત તો હણાઈ ગઈ નહોતી?

ખરેખર, મારી આવી નબળાઈ જોઈ મારા પૂજ્ય પિતા પરલોકમાં પણ લાજે.

"આવ, દીકરી." રડતાં છતાં હસવાનો પ્રયત્ન કરતાં મેં કહ્યું. "અત્યાર સુધી આપણા ઘરમાં શું શું નથી તે

શિયોએ બાને દેખાડ્યું છે. હવે, બા આપણા ઘરમાં શું શું છે, તે શિયોને દેખાડશે." અને પછી હનાનો તથા શિયોની અમેરિકાથી આવેલી ચોપડીઓ જે અભરાઇ ઉપર પડી હતી, તે કાઢી બતાવી. ત્યાંથી બીજા ઓરડામાં જઇ દેવમંદિરનું બારણું ખોલ્યું, જેમાં અમેરિકામાં મઢાવેલું તેના બાપુનું ચિત્ર હતું. ત્યારપછી ઘરનું રસોડું દેખાડવા તેમને હું લઈ ગઈ અને આંગળીઓ ફેરવીએ ત્યારે ઊઘડે તેવું કળવાળું બારણું દેખાડ્યું. આગળ જતાં રસોડા પાસે ચાંખડી પડી હતી, તે પહેરવાનું શિયોને કહ્યું. અમારે ત્યાં માત્ર મોજાં પહેરીને કોઇ રસોડામાં જાય નહીં. ત્યાં રસોડામાં હંમેશ સળગતી રહેતી સગડી પડી હતી, તેની નજીક શિયોને લઇ જઇ તેની ઉપયોગીતા સમજાવી.

આમ એક પછી એક ખાલી, સુમસામ ઘરમાં પણ અનેકવિધ ચીજો હોવાનું નાની લાડકવાયી શિયોના દિલમાં ઠસાવ્યું.



## પ્રકરણ ૧૬ મું

### ટોકિયોની નિશાળ

શિયોને અનુકૂળ થાય એવી સ્કુલ અમને મળ ગઇ, એ સદ્ભાગ્ય જ હતું. તેને જાપાનની ભાષા બોલતાં નહોતું આવડતું, પણ તેની સાથે અમેરિકન મિશનરીઓની બે છોકરીઓ ભણુતી હતી, એટલે તેનું તો ગાડું ગબડ્યું.

હવે રહ્યો હનાનોની કેળવણીનો પ્રશ્ન. તેને માટે સ્કુલ પસંદ કરતી વખતે, મને હું ભણી હતી તે સ્કુલ યાદ આવી. પણ તે સ્કુલ તેમજ મિશન સ્કુલ એ બન્નેની વિશિષ્ટતા વિષે વિચાર કરતાં છેવટે મિશન સ્કુલનું વાતા-વરણુ બીજી સ્કુલ કરતાં ઠીક લાગ્યુ. જો કે મિશન સ્કુલમાંય સરકારી સ્કુલો જેટલું સારુ શિક્ષણુ તો નહોતું જ અપાતું. અંતે હનાનોને સરકારી સ્કુલમાં દાખલ કરાવવાનો નિશ્ચય કર્યો. તેના અધ્યાપકની સર્વોત્તમ શિક્ષક તરીકે તે વખતે ગણુતરી થતી. વળી તે સ્કુલ અમારા ઘરથી બહુ દૂર નહોતી.

મત્સુઓનાં સગાંવ્હાલાં આ બાબતમાં તેમની સંમતિ આપશે તેની મને ખાતરી હતી.

હનાનોને જાપાનીસ ભાષાનું જ્ઞાન ઓછું હતું. એટલે સ્કુલ સત્તાવાળાઓને હનાનોના સબંધમાં શું કરવું એ મૂઝવણ ભર્યો પ્રશ્ન થઇ પડયો હતો. અને જાપાનનો અધિકારી વર્ગ તો એક ચીલે જ ચાલનારો. નાના ઓફીસરો કાયદાને વફાદાર રહેવાના અભિમાનમાં અંતિમ સુધી પહોંચે છે. પણ મેં ધીરજ રાખી દલીલ કરી કે, જો જાપાન પોતાના પરદેશ ઊછેરેલાં બાળકો ઉપર પોતાનો હકક માગે છે અને જાપાનમાં જ્યારે ફરજીયાત કેળવણી છે ત્યારે આને માટે કંઇક તો થવું જ જોઇએ.

અથાગ મહેનતને પરિણામે હનાનોને તે વખતે ત્રીજા ધોરણમાં દાખલ કરવામાં આવી અને થોડા વખત માટે નોટબૂક લઇને આવનાર પ્રેક્ષક તરીકે તે ખંડના પાછલા ભાગમાં બેસવાની મને રજા મળી.

હનાનો તેના વર્ગમાં ચાલતા અભ્યાસથી પરિચિત હતી, પણ જાપાનીસ અક્ષરો તેમજ શબ્દો ન સમજતાં તેના મોં પર ચપળતા દેખાતી અને બીજી જ પળે ગુંચવણનો ભાવ તેના મોં ઉપર તરી આવતો દેખાતો. અંતમાં તદ્દન નિરાશા છવાઇ જતી. હરહંમેશ સાંજના વખતે અમારૂં ઘર નિશાળ બની જતું અને સ્કુલમાં જે પાઠ ચાલ્યા હોય તેનું અંગ્રેજી કરીને હું તેને શિખવતી. જમતી વખતે પણ

અમે શબ્દોની રમત રમતાં અને તેમાં બને તેટલા ચાલુ વપરાશમાં આવતા જાપાનીસ શબ્દો વાપરતા.

આ દરમિયાન કાકાજી અવારનવાર તપાસ કરવા આવતા તેમને હું જોઈતી ખબર આપતી હતી. વખત જતાં તેમની તપાસમાં ટીકા કરતાં માયાળુપણાનું તત્ત્વ ધીમે ધીમે વધુ પ્રમાણમાં દેખાવા લાગ્યું.

હનાનોને જ્યારે જાપાનીસ અક્ષરો વાંચતા આવડવા લાગ્યા અને રસ્તા પરની નિશાનીઓ તથા પાટિયાં વાંચતાં શીખી ત્યારે મેં સ્કુલમાં તેની સાથે જવાનું બંધ કર્યું અને ઘરના કામકાજમાં ચિત્ત પરોવ્યું.

વખત જતાં કેટલાંક આગળ પડતાં કુટુંબોમાં અમેરિકન પહેરવેશ બાળકોને પહેરાવવાની પ્રથા દાખલ થઈ હતી. મને પણ એ પહેરવેશ ચાલુ રાખવો ઠીક લાગ્યો. શિયાળો હતો તેથી અંદર ગરમ કપડાં પહેરાવી મેં શિયોને નિશાળે મોકલી હતી, તેમ છતાંય તેને શરદી થઇ ગઈ. તેથી બીજે જ દિવસે ગરમ કપડાં ઉપર ગરમ કોટ પહેરાવી કલાસમાં કોટ ન કાઢવાનું કહી મેં તેને સ્કુલમાં મોકલી. જાપાનમાં, ઘરમાં દાખલ થઇએ કે તરત કોટ, હેટ તથા જોડા કાઢી નાખવા પડે છે. પણ મને ખબર હતી કે શિયો કોટ પહેરીને જશે તો પણ શિક્ષક તે વાત ખાસ ધ્યાનમાં નહીં લે અને માનશે કે અમેરિકન રીતનો તેનો એ હંમેશનો જ પહેરવેશ છે તેની અજ્ઞાનતાનો લાભ લઇ તેને છેતરવાનો મેં આ પ્રયત્ન કર્યો હતો!

તરતજ હું કાપડ ખરીદવા ગઈ અને ઠંડી ન લાગે અને કોટની ગરજ સારે તેવું ઝભ્ભાનું કપડું લઈ આવી. તે દિવસે રાત્રે મોડે સુધી બેસીને મેં ઝભ્ભો તૈયાર કર્યો. બીજા દિવસથી શિયોને તેના અમેરિકન કપડાં પર તે પહેરાવીને નિશાળે મોકલવાનું શરૂ કર્યું.

વખતને અનુકૂળ થવાનાં સંસ્મરણોમાં બીજો પણ એવો જ એક કરુણ પ્રસંગ હતો. જીનરીક્ષામાં બેસતી વખતે જે ઉંમરે મોટા હોય તે પહેલા બેસે એવો જાપાનમાં રિવાજ છે. તેથી માબાપ પહેલાં અને બાળકો પછી બેસે. પણ અણધાર્યો અકસ્માત થવાની મને હંમેશા બીક રહેતી અને તેથી હું બાળકોને જીનરીક્ષામાં મારી પહેલાં જ બેસાડતી.

હનાનો, હંમેશ નાની નાની મુશ્કેલીઓ શાંતિથી સહન કરી લેતી. બધી વાતમાં રસ લેતી. એટલે જૂનું ઘર (અમેરિકા) યાદ આવતું હશે કે કેમ તેનો મને ખ્યાલ જ નહોતો આવતો. એક દિવસ બેઉ બાળાઓ અમારા બાગમાં રમતી હતી અને તે જગ્યાને અમેરિકામાંના અમારા ઘર તરીકે કલ્પતી હતી. પછી હનાનો શિયોને કહેતી, "અહીં, દાદીમા બેસતાં, અને બાપાજી, અને અહીં તું. અને મરઘાંને ખવડાવવા જતી ત્યારે કલેરા અહીં ઊભી રહેતી." અને આવી રીતે જાણે અસલ સ્થળનું ધ્યાન આપતી હોય તેમ હનાનો શિયોને બધું સમજાવતી અને કહેતી, "શિયો હવે તું ભૂલી ન જઇશ હોં! તું બાને ન કહીશ, તે દિલગીર થશે. હવે તો આપણી પાસે એ એકલાં જ રહ્યાં.

હવે આપણને એ બધું ફરી કોઈ દિવસ નહી મળે. અને આપણે કંઈ કરી શકીએ તેમ નહીં હોવાથી શાંતિથી ધીરજ રાખી સઘળું સહન કરતાં શીખવું જોઇએ. કારણ, જ્યાં સ્નેહ છે ત્યાં બધું જ છે. હવે પછી આ બધું મેં જે કહ્યું તે ભૂલી ન જઇશ હોં! ચાલ હવે આપણે ગાઇએ.”

બેઉએ એક બીજાના હાથ પકડયા, અને ઊંચો બાળક અવાજનો સાદ સંભળાયો. હું છાનીમાની પાછળ ઊભી ઊભી આ નિર્દોષ પણ સ્નેહાલ બાળકોનો વાર્તાલાપ તેમજ આનંદી રમત જોઈ રહી હતી. તે દૃશ્યે મારા હૃદયમાં શોકનું વાતાવરણ જમાવ્યું અને નજીકનાં માણસને પણ ભાગ્યે જ સંભળાય એવું એક અંતરના ઊંડાણમાંથી ડ્રુસકું આવી ગયું. હું બીજા ઓરડામાં જતી રહી

ꭥ

# પ્રકરણ ૧૭ મું.

## દાદીમા

દાદીમાના આવવાની વાત સાંભળતાં જ, તેમને આવકાર આપવા માટે તૈયારી કરવા હું એક ઓરડામાંથી બીજા ઓરડામાં જતી, ત્યાં બધેય શિયો આનંદથી મારી પાછળ પાછળ આવતી; અને મારી કરેલી વ્યવસ્થામાં પોતાને કંઇ ન્યૂનતા લાગતાં તેને પોતાની ઇચ્છાનુસાર છેવટનો ઓપ દેતી દેતી દાદીમાના આવવાનું ગીત ગાતી હતી.

શિયો અમેરિકન પહેરવેશમાં બહુ સારી નહોતી લાગતી. તેને જોઈને મને યાદ આવતું કે જાપાનીસ પહેરવેશ જ જાપાનીસ લોકો માટે સારામાં સારો છે. પરંતુ જાપાનીસ પહેરવેશ અમેરિકન પહેરવેશ જેટલો બાળકોને સગવડતા ભર્યો તેમજ આરોગ્યદાયક હોતો નથી. પણ બહારના સામાજિક વાતાવરણની અસર મારા ઉપર ઘણી રહેતી, તેથી બાના આવતા પહેલાં મારે બાળકોને જાપાનીસ પોશાક પહેરતાં કરી દેવાં પડ્યાં હતાં.

મારું ટોકિયોમાંનું આ ઘર બાને નાગાઓકામાંના ઘર જેવું જ લાગે તેવું મારે બધું કરવું હતું. તેથી લટકતા વીજળીના દીવાને મેં જમીનથી ત્રણ ફીટ ઊંચે એક ભીંતે ટિંગાવ્યો કે જેથી તે મીણબત્તીનો દેખાવ આપે. ગેસના ચૂલાને એવી રીતે ગોઠવ્યા કે કોલસાની સગડી જેવા જ લાગે. તેમની જીવન ફિલસુફી પ્રમાણે બા આ બધુંય ચલાવી લેત, પણ મારે તેમની પાસે કશુંય ચલાવી લેવડાવવું નહોતું. તેમને જરાય પ્રયત્ન કર્યા વિના બધું ઘર જેવું જ લાગે એવું મારે કરવું હતું. દેવગૃહની જગા હું છોકરાંઓની હેટ અને ચોપડીઓ મૂકવા માટે રાખતી. તાકીએ આનો વિરોધ નહોતો કર્યો, કારણ પુસ્તકોને ભણવાની પવિત્ર વસ્તુઓ તરીકે અને હેટને માથાના મુગટ તરીકે જાપાનમાં માન આપવામાં આવે છે. પણ જ્યારે દેવગૃહ બાના દેવ આવે તે મૂકવા માટે ખાલી કર્યું ત્યારે તો તાકીના આનંદનો પાર ન રહ્યો.

"બાના ઈશ્વર અને આપણા ઈશ્વર એકબીજાને સ્વર્ગમાં ઓળખતા હશે ?" શિયોએ ગુંચવાતાં ગુંચવાતાં આતુર નયને પૂછયું.

"હાસ્તો, શિયો ! લોકોને સારા, ભલા અને સુંદર થવાનું શીખવતાં ભગવાન બુદ્ધને જેટલી મુશ્કેલી પડી હતી તેટલી જ ઈસુ ખ્રિસ્તને પણ તેમ કરવામાં પડેલી. બા કહે છે કે આપણા આ દાદીમા અને અમેરિકામાંના દાદીમા બેઉ સરખાં જ ભલાં છે" મને કામકાજમાં રોકાયેલી જોઈ

હનાનોએ જ શિયોના ગુંચવણ ભર્યા પ્રશ્નનો સ્પષ્ટ ઉકેલ કર્યો.

હું બધું ગોઠવી રહેવા આવી હતી ત્યાં નોકર મારી પાસે આવ્યો અને કહ્યું, "તાકી કહે છે કે ગેસને ચૂલે ગરમ કરેલુ પાણી બાના કૃશ દેહને નહીં ફાવે. હું બજાર જઈ લાકડાં કે કોલસા લઇ આવું ?"

માણસ અશકત હોય કે વૃદ્ધ હોય ત્યારે લાકડાં કે કોલસાના બળતણે જ ગરમ કરેલ પાણીથી નહાવું જોઈએ એવી પ્રચલિત માન્યતા તો હું તદ્દન ભૂલી જ ગઇ હતી.

તે દિવસ બાળકોને તો યાદ રહી જાય તેવો હતો. તાકી સિવાયનાં અમે બધાં બાને સ્ટેશન પર સામે લેવા ગયાં. રસોઇ વગેરેની તૈયારી રાખવા અને આવકાર આપવામાં વપરાતા રાતા ચોખા ( બીરંજ ) તૈયાર કરવા તાકી ઘેર જ રહી હતી.

અમે બાને તેડી ઘેર પહોંચ્યાં. થોડી વારમાં તો બાના દેવો દેવ-મંદિરમાં મુકાયા અને ધૂપદીપ બળવા લાગ્યાં. ત્યારબાદ જમવાનો વખત થતાં અમે બધાં જમવા બેઠાં. કેટલાય વર્ષે આજે ફરીથી મારી માતા સાથે મને અને મારા બાળકોને કુટુંબમાં આવકાર આપતા પૂર્વજોના આત્માની સાંનિધ્યમાં હું બેઠી હતી. થોડી વાર ગેલેરીમાં આરામ લઇને અમે દેવ-મંદિરના ઓરડામાં પ્રાર્થના કરવા ગયાં. તાકી અને નોકરડી બારણામાં બેઠાં હતાં. જૂનો દેખાવ અત્યંત પરિચિત છતાંય કેટલો નવીન લાગતો ? હા ! એ બધું કેટલું શાંત અને ભયરહિત લાગતું ? મહિ-

નાઓની ચિંતાતુર એકલતા જતી રહી અને મારી વહાલી અમેરિકન માતાના ઘરમાં હું જે શાંતિ અનુભવતી તેની મારા હૃદયમાં પુનઃસ્થાપના થઈ.

"દુનિયાની બન્ને બાજુઓમાં કેટલી સામ્યતા છે?" મેં વિચાર્યું. "બેઉને (ભિન્નમહત્ત્વના) ઘણા દેવો છે. પણ એ સર્વથી ઉપર ડહાપણથી ભરપૂર, સ્નેહાળ અને સર્વજ્ઞ શક્તિ છે. એવો વખત જરૂર આવશે, જ્યારે આપણે એકબીજા દેશી પરદેશીઓનાં અંતઃકરણ સમજી શકીશું."

જૂનું અને નવું એકઠું કરવાના પ્રયત્નમાં મારે કેટલીય વખત બેમાંથી એકને તદ્દન પડતું મૂકી દેવાનો વખત આવતો. મુખ્ય બાબતોમાં આ માત્ર એક જ અગવડતા હતી, પણ જ્યારે બાના જૂના વિચારોનું નવી સ્કુલોમાં અપાતી કેળવણીના વિચારો સાથે ઘર્ષણ થતું ત્યારે એક ગુંચવણ ભર્યો પ્રશ્ન થઇ પડતો. બા કોઇ દિવસ ટીકા કરતાં નહીં. બધી પરિસ્થિતિને શાંતિથી સહી લેતાં, અથવા "જમાનાના રંગ" એવું કંઇક કહેતાં. પણ એમની વાતચીત તેમજ વર્તનમાંથી એટલું તો સ્પષ્ટ તરી આવતું કે છોકરીઓને છોકરાઓના જેવું શિક્ષણ આપવાની પદ્ધતિમાં તેમને ભરોંસો નહોતો. બ્હેનોની જમતી વખતની નિશાળ વિષેની વાતો કરવાની ટેવ તેમને મજૂરની રીતભાત જેવી લાગતી અને તે બધું નવીન સ્કુલના શિક્ષણને જ આભારી હતું એમ તેઓ માનતાં. સ્ત્રિયોની નમ્ર રીતભાત બાને

ઘણી જ ગમી ગઈ હતી, પણ તેની બહેનની ઝડપી, ઉદ્યોગી અને જુસ્સાદાર પદ્ધતિ તેમને મૂંઝવણ અને આશ્ચર્યમાં ગરકાવ કરી દેતી. હનાનો ચપળ હતી. સામી વ્યક્તિ ન બોલે તે પહેલાં જ તેને બોલવાની એટલી બધી આતુરતા આવી જતી કે મારે તે બદલ ધ્યાન રાખવું પડતું અને તેને કોઇ કોઈ વાર અટકાવવી પડતી.

પણ હનાનોના સંબંધમાં આવું બહુ દિવસ ન ચાલ્યું. હનાનો તેની વાતોમાં ધીરે ધીરે બહુ શાંત થતી ગઇ અને તેની વર્તણૂકમાં વધુ નમ્ર અને વિવેકી બનતી ગઇ. કેટલીક વખત તે અને શિયો બા પાસે બેસીને વાર્તા સાંભળતાં અને બા તેમને જાપાનીસ વાંચતાં શીખવતાં.

શિયોને તો બા પહેલેથી જ ખૂબ ગમી ગયાં હતાં અને બાનું મંદિર શિયોના કિન્ડર ગાર્ટનની પાસે જ હતું; તેથી બાની સાથે હું શિયોને મંદિરે મોકલતી. તે બાની પાસે શાંતિથી બેસતી અને મંત્રપાઠ સાંભળતી.

"શિયો, તું રોજ મારી સાથે મંદિરે આવે છે, ત્યારે હું પણ તારી સાથે તારા દેવળમાં આવીશ." એક દિવસ ખ્રિસ્તી દેવળમાં જવાની બાની ઇચ્છા જાગૃત થતાં તેમણે શિયોને કહ્યું.

અને શિયો તેમને દેવળમાં જ્યાં અમારા ધર્મગુરુ જાપાનીસમાં ઉપદેશ આપતા તેમની પાસે લઇ ગઇ. બાએ શાંતિથી પ્રાર્થના સાંભળી.

એક દિવસ જ્યારે દરવાજામાં બા અને શિયો વાતો કરતાં કરતાં દાખલ થતાં હતાં તે વખતે તેમની વાતો હું સાંભળી ગઈ.

બાએ કહ્યું.

" શિયો, તારા દેવળમાં કહેવાય છે તેમ કદાચ વધુ સારું હોય, પણ મારે જે જગ્યાએ મારા પતિ છે, તેનાથી વધુ સારી જગ્યાએ જવું ન જોઈએ, ભલેને પછી એ નરકમાં હોય. મારી ફરજ તેમની સાથે રહેવાની છે. નવો ધર્મ તમારા જેવી ઊછરતી પ્રજાને માટે છે, મારે તો પૂર્વજોનો જ માર્ગ લેવો જોઇએ. "

એક દિવસ હું મારા ઓરડામાં બેઠી બેઠી સીવતી હતી, ત્યાં તો બંધ બારણામાંથી શિયોનો અવાજ સંભળાયો, " દાદીમા, તમે કયારે મરી જવાનાં છો ? "

મેં બારણું ધીમેથી ઉઘાડી જોયુ તો શિયો અને બા એક જ તકીયે સૂતાં હતાં અને ગંભીરપણે લાખની પેટી તરફ દૃષ્ટિ કેન્દ્રિત કરી વાત કરી રહ્યાં હતાં. શિયોને આટલી છૂટથી દાદીમા જોડે વર્તતી જોઇ મને અચંબો થયો. અમારા વખતમાં કોઇ બાળક આટલી છૂટ વડીલ જોડે નહોતું લઇ શકતું.

" એ પેટી મારે ઢિંગલી માટે હોય તો કેવું સારું ! " લાખની પેટી તરફ આંગળી લંબાવતાં શિયોએ કહ્યું.

" એ પેટી રમવા માટે નથી. હાથ પગના નખ

રાખી મૂકવાં માટેની પવિત્ર ચીજ છે." દાદીમાએ આશ્ચર્ય પામતી બાળકીને સમજાવ્યું.

"તમારા નખ રાખી મૂકવા માટે ? કેવું હસવા જેવું!" શિયોએ કહ્યું.

"હા, બેટી. મને લાગે છે કે બાપદાદાની રૂઢિઓને માન આપવાનું તને નથી શીખવવામાં આવ્યું લાગતું. આપણી લાંબી મુસાફરીની સહિસલામતી માટે આપણા બાળપણના નખ અને વાળ રાખી મૂકવા પડે છે, અને તે વખત હવે બહુ દૂર નથી." બહાર બગીચામાં ધ્યાનપૂર્વક દૃષ્ટિ નાખતાં બાએ કહ્યું.

અત્યારસુધી શિયો પેલી પેટી તરફ તાકી તાકીને જોઇ રહી હતી. તેની મુખમુદ્રા દાદીમાનું છેલ્લું વાક્ય સાંભળતાં એકદમ ગંભીર થઇ ગઇ અને તે જરા દાદીમાની વધારે નજીક ગઇ.

"મને એ નથી ગમતું, દાદીમા." ગભરાયેલા ચહેરે તેણે કહ્યું. "મને તો એમ કે હજી એ વખતને ઘણી વાર છે."

બાએ હેતથી તેને માથે હાથ ફેરવ્યો.

"હા, તે ખરું. પણ હવે બહુ વાર નથી. હવે દયાળુ ભગવાન બુદ્ધ મારે માટે તૈયારી કરતા હોય એવું મને લાગે છે. મારું જીવનકાર્ય હવે ખલાસ થયું છે."

"તમે ત્યાં જશો ત્યારે ભગવાન બુદ્ધ તમને તમારા નખ લઇ જવા દેશે ?" નખની પેટી યાદ આવતાં શિયોએ કહ્યું.

"ના. તેને મારા આત્માની જરૂર છે. શરીર કે તેવા કોઇ ભાગની જરૂર નથી."

• "ત્યારે તમે શા માટે નાહક નખ એકઠા કરો છો?"

બાએ નાની લાડકવાયીને તેના પ્રશ્નનો ઉત્તર આપતાં હોય તેમ પ્રસ્થાપત દેવની મૂર્તિ તરફ દૃષ્ટિપાત કર્યો અને કહ્યું, "આ આપણું દેવ-મંદિર છે ને, શિયો ? તેની અંદર દેવ ન હોય તો માત્ર ખોખું જ છે. મારું શરીર જેમાં હું જીવું છું, તે પણ એવું ઉછીતું આણેલું દેવમંદિર છે. અને જે વસ્તુ ઉછીતી લાવ્યા હોઈએ તે તેની ગરજ સરતાં તદ્દન સારી સ્થિતિમાં સાચવીને તેના માલિકને આપણે પાછી પહોંચાડવી જોઇએ, એ આપણી ફરજ છે."

શિયોની આંખ પળભર કંઇક વિચારમાં ઊંડી અને ગંભીર થતી લાગી.

"ત્યારે તેટલા માટે આપણે નાહીએ છીએ અને દાંત સાફ રાખીએ છીએ. અરે! આવી તો મને ખબર જ નહોતી કે ઇશ્વર પ્રત્યે નમ્ર થવા માટે આપણે આમ કરીએ છીએ ?"

* * *

હનાનો હજી અમેરિકા ભૂલતી નહોતી. કેટલીક વખત

તો તે બેઠી બેઠી વિચારમાં પડી જતી. મને આની ખબર નહોતી. હું, તેની અભણ અને સમભાવ વિનાની માતા, તેને ધીમી અને વિવેકી થવાની શિખામણ આપતી. અને ત્યારબાદ ધીરે ધીરે વખતના વહેવા સાથે તે ધીમેથી બોલતાં, ઓછું હસતાં, મસ્તક નીચું નમાવીને જ મોટેરાં પાસે શાંતિથી બેસતાં શીખી હતી. જ્યારે જ્યારે હું એકલી બેઠી બેઠી વિચાર કરતી હોઉં ત્યારે હનાનોની પૂર્વ સ્થિતિ કરતાં હાલની સ્થિતિમાં કંઇ ફેરફાર હતો કે કેમ તેના પૃથક્કરણમાં અજાયબ જેવું જ કંઇક લાગ્યા કરતું. તે કોઈ દિવસ ઉદાસ દેખાતી નહોતી, પરંતુ તેનામાં કંઇક ફેરફાર થઇ ગયો હતો. તેની આંખોમાં નમ્રતા હતી, પણ તેજ નહોતું. બોલવા ચાલવાની રીતભાતમાં વિવેકીપણું અને નરમાશ આવ્યાં હતાં, પણ મારો શબ્દ નીકળતાં જ તેનો અમલ કરવાની હોંશ ક્યાં હતી? જોવાની, શીખવાની અને કાર્ય કરવાની તેની આનંદભરી આતુરતા ક્યાં હતી? જીવનરસથી છલકાતી મારી અમેરિકન બાળકી હવે તે નહોતી.

❦

## પ્રકરણ ૧૮ મું.

### બેનની મુલાકાત

તે ઉનાળે બાની તબીયત સારી નહોતી રહેતી. મારાં બહેન અમારે ત્યાં આવે તો બાને સારું લાગે અને તેમના પાડોશી વિષે પણ ખબર અંતર મળે. તદુપરાંત અમે બધાં મળી પણ શકીએ, એટલે મેં બહેનને ટોકિયો આવવાનું લખ્યું. બે એક અઠવાડિયામાં તો તે આવી પહોંચ્યા. બા રેશમના તકિયે ટટાર અને ભવ્ય રીતે બેસતાં, પણ બહેન તકિયો ન રાખતા ચટાઈ પર બેસતાં. તે રૂપાળાં હતાં. બેનની અને બાની વચ્ચે હનાનો તથા શિયો બેસતાં. હનાનો સુંવાળા રેશમની થેલીઓ ભરતી હોય અથવા શિયો માટે કાગળની થેલીઓ બનાવતી હોય, અને શિયો તેની બહેન તરફ સ્નેહાળ ભાવથી જોતી પોતાના નાનકડા રૂપાળા હાથ ખોળામાં નાખીને બેઠી હોય. સાંજનો બધો વખત નિશાળની અને બીજી ગમ્મત ભરી વાતોમાં જતો. ગમે તે વાત કરતાં હોઈએ તેમાં "એ કેવું મઝાનું!" "એ વાત અમને કહોને," અથવા "હા. મને યાદ આવે છે

છોકરાંઓને એ કહો." વગેરે શબ્દો વારંવાર આવીને ઊભા રહેતા અને બાળકો ભાવથી વાર્તાલાપ સાંભળતાં.

એક દિવસ હું અને બેન વાત કરતાં બેઠાં હતાં, ત્યારે હનાનોએ આવીને કહ્યું, "દાદીમા તેમના જીવનમાં કોઇ દિવસ ખરેખર ખૂબ ઉશ્કેરાયલાં નહીં દેખાયાં હોય."

બહેન તેની તરફ વિચિત્રતાથી હસ્યાં અને કહ્યું, "તેમને કદી ઉશ્કેરાયેલાં દેખાતાં જોયા નથી. અમે ઘર છોડયું ત્યારે બહુ કપરો વખત હતો, પણ તેમણે રણક્ષેત્રના ઉપરીની જેમ શાંત અને મક્કમ રહીને પરિસ્થિતિ સાચવી હતી.

"મને એ વિષે બધુંય કહોને ?" હનાનોને કંઇક રસ પડવાથી ટટાર થતાં કહ્યું.

બેને વાત શરૂ કરી.

"બા તેરમા જ વર્ષે પરણીને સાસરે આવેલાં. બાપુ પહેલા ડેમીયટના કાઉન્સીલર હતાં, તેથી તેમને ટોકિયોમાં ઘણી વખત જવાનું થતું અને તેમને બા સાથે ઘણો થોડો વખત રહેવાનું થતું. એટલે બાળક પત્ની કવિતાઓ રચવામાં અને કેટલીક વખત દાસીઓ સાથે રમવામાં સમય ગાળતા.

"વખત જતાં તેમને એક પુત્ર અને બે પુત્રી થયાં. દરેક છોકરીને એક એક આયા હતી અને તેમને તો તે રમકડાં હોય તેવું લાગતું. છોકરો કુટુંબનો (વારસ) વંશ રાખવાનો હતો, એટલે તેને માટે ઘણા નોકરો હતા અને તેથી

મા તો તેને અમુક વખતે જ જોવા પામતી. કેટલાંય વર્ષો એમને એમ વીતી ગયાં.

"પછી વખત પલટાવા માંડયો. યુદ્ધનાં વાદળ ઘેરાયાં. બાપુએ બાને ઘણી ઘણી વાતો કહી અને પોતાની ફરજ બજાવવા તેમણે ઘર છોડયું. બાને ભય હતો પણ તેઉંમરે જો કે નાનાં હતાં છતાં સામુરાઇ વધૂની ફરજ તે બરાબર જાણતા હતા. તેમની બીક ધીમે ધીમે ઓસરી ગઈ. એકાએક તેમનામાં સ્ત્રીત્વની ભાવના જાગૃત થઇ. પોતાના પુત્રના શિક્ષકને બોલાવી મીનોતાના મંદિરમાં પૂજારી પાસે તેને લઈ જવાનું સૂચવ્યું. કારણ કુટુંબનો વારસ ભયમાં આવી પડવાનો સંભવ હતો.

"એક દિવસ એક ગુપ્તચર આવ્યો અને કહ્યું, "બાપુને કેદ કરવામાં આવ્યા છે, અને બાથી તેમને એક વખત મળી શકાય તેમ છે."

"બા તે નવીન આવનાર વ્યક્તિ તરફ એકીટશે જોઈ રહ્યાં. કંઇ કાવતરું હોય તો પોતાના બાળકનું શું થશે એ વિચારે તે સ્તબ્ધ થઇ ગયાં.

"તમે સામુરાઈ છો?" બાએ વિહ્વળતાથી પૂછયું.

"ગંભીરતાથી તલવારની મુઠ્ઠી ઉપર હાથ મૂકી તેણે કહ્યું,

"હું સામુરાઈ છું."

"મિત્ર કે દુશ્મન, ગમે તે હશો, તો પણ એક સામુ-

રાઈ ઉપર હું વિશ્વાસ રાખીશ." બાએ તેના ઉપર વિશ્વાસ રાખી કહ્યું.

"છતાંય લડાઈનો મામલો હતો. તેણે પોતાના વાળ ધોયા અને સાદાં કપડાં નીચે મરણ અસ્લો પહેર્યો. પોતાના નોકરોને તેઓના બાળસ્વામીને વફાદાર રહેવાનું કહી તે દૂતની સાથે ચાલી નીકળ્યાં. રસ્તામાં એક પાલખી મળી. તેની અંદર બાપુને ફિક્કા મોંએ બેઠેલા જોયા. મિનિટની શાંતિ પથરાઈ. પછી બાપુ બોલ્યા, "મારી પત્ની, તમને મારી તલવાર સોંપું છું."

"એટલુંજ બોલ્યા એટલામાં પાલખી આગળ ચાલતી થઈ. બાપુના કહેવાનો મર્મ બા સમજી ગયાં હતાં, કે: "મારી સામે મરણ છે. પણ ઇનાગાકી વંશનું નામ રાખવાવાળા પુત્રને હું તમને સોંપું છું. અને એટલાથી સેંકડો પૂર્વજોનો ઉદ્ધાર સમજું છું."

"આ બનાવને બે એક મહિના વીત્યા હશે ત્યાં તો શરદની એક ઠંડી રાતે દૂત ખબર લાવ્યો કે સિપાઇઓ નાગાઓકા તરફ આવતા હતા.

"બા આ સંદેશની વાટ જ જોતાં હતાં, એટલે શાંતિથી ભય વિના જાણે મહેમાનો માટે ઘર શણગારાતું હોય તેવી રીતે તૈયારીઓ કરાવી. નોકરોને જુદી જુદી દિશાઓમાં જતા રહેવાનું કહ્યું અને અમારી આયાઓ તથા બે નોકરો સાથે તેમજ દાદીમાને લઇ બા ડુંગર ઉપર

ઘોર અંધારામાં ચાલી નીકળ્યાં. તે બધાને ત્યાં જ થોભાવી બા અને ચોથીતા ઘર તરફ સળગતી મસાલ લઈને પાછા ફર્યાં. અને બાએ પોતાના હાથે જ ઘરને દુશ્મનોના હાથમાં જતું અટકાવવા સળગાવી દીધું. ડુંગર ઉપર દાદીમા તો શાંત ચિત્તે બેસી રહ્યા હતા, પરંતુ નોકરોની મુંઝવણનો પાર નહોતો. એટલામાં બા ડુંગર ઉપર જ્યાં બધાં થોભ્યાં હતા ત્યાં પાછાં આવ્યા અને સવાર પડતાં પહેલાં છોકરીઓને નોકરોનાં કપડાં પહેરાવી બાઈઓ સાથે જુદી જુદી દિશામાં હરકત ન આવે તેવી જગ્યાએ મોકલી દીધી. તે દિવસોમાં નોકરો વિશ્વાસુ હતા અને દરેકને જરૂર પડયે ઉપયોગમાં લેવા માટે ખંજર આપવામાં આવતું. એ બાઈઓના ઘરોમાં એ ખંજરો આજે પણ કિંમતી વસ્તુઓ તરીકે સાચવવામાં આવે છે. પછી અમે છોકરીઓ ગામડાના ખેડુતોને ત્યાં ઊછરવા લાગી. ત્યાં એક દિવસ એકાએક બાનાં લાંબી મુદતે દર્શન થયાં. બા, દાદીમા બધાંય ખેડુતોનો વેશ પહેરી એકથી બીજી જગ્યાએ ફરતાં. કેટલીક વખત તો મંદિરોમાં આશરો લેતાં. લગભગ બે વર્ષ આવું ચાલ્યું. આ લોકો સંતાતાં ફરતાં અને સિપાઈઓ તેમની પુંઠ પકડતા. બાપુ કેદ પકડાયેલા જ હતા. તેમનો બળવો તો ભાગી પડયો હતો, પણ દુશ્મનોને તેટલાથી સંતોષ થાય તેમ નહોતું. તેઓને તો તેમનું અને તેમના કુળનું નામનિશાન સરખુંય રહેવા દેવું નહોતું.

"એક દિવસ હું જે ઠેકાણે રહેતી હતી, અથવા તો

મને જે ઠેકાણે રાખવામાં આવી હતી, ત્યાં બા આવ્યાં. તે કષ્ટો સહન કરી કરીને ઘણાં જ દુબળાં થઇ ગયાં હતાં, તેથી તેમને એકદમ તો હું ન ઓળખી શકી. વળી તે જ રાત્રે ભાઇને ત્યાં જ લાવવામાં આવ્યો. ભાઈ સાથેની વાતચીતમાં માલુમ પડયું કે મંદિરના ધર્મગુરુએ તેને બચાવવાને માટે મોટો ભોગ આપ્યો હતો. વળી બાપુની સાથે જેલમાં તેને જવું પડેલું. બેઉ મરણુની નજીક જ હતા, પરંતુ લડાઇ એકાએક બંધ થઇ અને રાજદ્વારી કેદીઓને છૂટા કરવામાં આવ્યા.

"ભાઈ મને લગભગ ભૂલી ગયો હતો અને બહુ ઓછું બોલતો. એક દિવસ તેણે વાત કરી કે તે રહેતા હતા ત્યાં સિપાઈઓ એક દિવસ આવ્યા ત્યારે ત્યાંના પૂજારીએ તેને ચોપડાના ઢગમાં સંતાડી દીધો અને પોતે ચોપડા ગોઠવતા હોય તેમ બેઠા. ભાઈએ ઘણાં માણસોના પગલાં સાંભળ્યાં હતાં અને તેને જ્યારે બહાર કાઢવામાં આવ્યો ત્યારે બધી વસ્તુઓ ઉપર તેણે ખંજરના કાપા જોયા. અરે, પોતાને જ્યાં સંતાડવામાં આવ્યો હતો ત્યાં પણ એવા જ ખંજરના કાપા હતા.

"બીજે દિવસે આખું કુટુંબ ભેગું થયું અને નોકર ચોરીતાએ બધાં રહી શકે તેવી જગ્યા શોધી કાઢી. પછી બાપુ પણ કારાવાસમાંથી છૂટીને આવ્યા અને ત્યારબાદ નવીન જીવનની શરૂઆત થઇ."

બહેન વાત કરી રહ્યાં એટલે તેમણે કહ્યું, "હનાનો, આને બધાય દિવસ ફૂલની પથારી નહોતી."

"પણ કેવું અજબ જીવન? કેવાં કપરાં કાર્યો દાદીમાએ કર્યાં?" ગંભીરપણે અત્યારસુધી શાંતિથી વાત સાંભળી રહેલી હનાનોએ કહ્યું. હું તો એ ટટાર નાનકડા ચપળ શરીર અને ઊંચું રાખેલું માથું જોઈ જ રહી. પુરાણા ગર્વ અને કડક શિક્ષણથી એક પેઢી એ દૂર હતી અને આગામી સ્વતંત્રતાથી એક પેઢી એ વહેલી હતી. ખરેખર! વર્તમાન જ ઉદાસીનતા, ગુંચવણ, એકલતા અને ગેરસમજણ ઊભું કરતું હતું.

બાના છેલ્લા દિવસોમાં બ્હેન અમારી સાથે હતાં એ સારું હતું. તે કેટલીક બાબતોમાં બાના જેવાં જ જૂની સંસ્કૃતિનાં હતાં. જ્યારે શોકકારક વખત આવ્યો ત્યારે તેમના તરફથી મને ઘણું આશ્વાસન મળ્યું.

હવે બધું બદલાઈ ગયું હતું. મૃતશબને માન આપ-આપવાની ધાર્મિક ક્રિયાઓમાં પણ ફેરફાર થયો હતો. તેમને અંજલિ આપવાની ક્રિયા ચાલતી હતી ત્યારે મને વિચાર આવેલો કે કયું તત્ત્વ તેમને આટલું બધું બળ અને હિંમત આપતું હતું. મંદિરને બારણે મેં બાને છેલ્લા પ્રણામ કર્યા અને ભગ્ન હૃદયે બાના શબને સ્મશાન તરફ જતું જોઈ રહી. પછી શ્રાદ્ધ-ક્રિયાઓ આવી તેને છેલ્લે દિવસે મેં ક્રિશ્ચિયન પાર્થના કરી. મેં આ શ્રાદ્ધક્રિયા કરી અને બૌદ્ધ રિવાજ પાળ્યો તે જોઈને અમારા ધર્મગુરુનું મન દુભાયું હતું. તેમને લાગતું કે મારાં બાના મરણ પછી તે બિનજરૂરી હતું. કારણ કે મરણ પછી એ ક્રિયા-

એ વિષે મૃત આત્મા કંઇ પણ જાણવાનો નહોતો. મને આવી જાતની સમજ પાડતા ત્યારે ધર્મગુરુને હું કહેતી કે જો હું ક્રિશ્ચિયન થઈ ને બીજે દિવસે જ મરી ગઇ હોત તો પણ, મને એટલે મારા જીવને મરણ બાદ શાંતિ મળે એવી માન્યતાથી મારાં બા મારા નવીન ક્રિશ્ચિયન ધર્મવિધિ પ્રમાણે મરણ પાછળની ઝીણામાં ઝીણી વિધિ કર્યા સિવાય રહેત નહીં. અને હું મારાં બાની પુત્રી હતી. વફાદારી સમભાવ અને એક બીજાને સમજવાની શક્તિ એ બધાં પ્રભુનાં–આપણા બધાના મહાન પિતાનાં લક્ષણ છે.

❦

# પ્રકરણ ૧૯મું

## તૈયારી

॥ પંદર વર્ષની થઈ ત્યારે જે વસ્તુની મને બીક હતી તે જ પ્રશ્ન ગૃહમંડળમાં ઉપસ્થિત થયો.

જાપાનમાં જો પુત્ર ન હોય તો કોઇને દત્તક લઈ તેની સાથે મોટી પુત્રી પરણાવી વંશ ચાલુ રાખવાનો રિવાજ છે.

મેં આ સવાલ એક બે વખત પાછો પણ ઠેલેલો. જાપાનીસ સ્ત્રીએ પોતાનું માન જાળવવું હોય તો વડીલો પાસે વધુ પડતું બોલવું ન જોઇએ. શબ્દો કરતાં કાર્યોથી તેણે પોતાથી ઇચ્છા વ્યક્ત કરવી જોઇએ. પરંતુ એક ઉચિત પ્રસંગે મને લાગ્યું કે મારે ખરેખર બોલવાની જરૂર જ હતી. મારી અમેરિકન માતાનો સૂચનાત્મક કાગળ લઈ હું મંડળ પાસે ગઈ અને મારી પુત્રીઓના વધુ અભ્યાસ માટે મેં અમેરિકા જવાની રજા માગી. મારી માગણીથી મંડળમાં ઘણી ભારે સનસનાટી ફેલાઈ, પણ હવે તો મારે

બન્ને પક્ષ તરફથી મિત્રો હતા, એટલે મારી માગણી ફરીથી એક વાર સ્વીકારાઈ. મારું હૈયુ આભારવશ બની આનંદથી નાચી ઊઠયું.

અને મે અમેરિકા જવાની તૈયારી કરવા માંડી.

શિયોને અમારા જવામાં આનંદ પડશે કે કેમ એ પ્રશ્ન હતો, કારણ બાળમિત્રો અને અતિપ્રિય એવી નિશાળને મૂકી આછાં આછાં યાદ આવતાં અમેરિકન દાદીમા પાસે જવાનું હતું. પરંતુ હનાનોના આનંદનો તો પાર જ નહોતો

તે શાંત હતી અને હમેશાં કામમાં મશગુલ રહેતી. કામમાં ને કામમાં અઠવાડિયાં પસાર થયાં અને હવે અમારે ઉપડવાને માત્ર દશ જ દિવસ બાકી રહ્યા. જાપાનમાંથી અમે જઇએ તે પહેલાં હનાનો અને શિયોને મારે નાગાઓકા બતાવવું હતું, તેથી અમે ત્યાં જવા નીકળ્યા. હવે મુસાફરી કેટલી જુદી થઈ ગઇ હતી! નાગાઓકામાં પણ ઘણા ફેરફાર થયાનું મેં સાંભળ્યું હતું, પણ જ્યારે ત્યાં પહોંચ્યાં ત્યારે મારા કલ્પિત મનોપ્રદેશમાંનું નાગાઓકા ન દીઠું

તે વખતે ચેરી ફૂલોની ઋતુ હતી અમારુ જૂનું ઘર હવે રહ્યુ નહોતું. કારણ કે ભાભી, એક છોકરાને જન્મ આપી ગુજરી ગયાં હતાં અને ભાઇને ફેક્ટરી, વેપાર તથા છોકરાને સારા પ્રકારની કેળવણી આપવા સિવાય બીજા કશામાં રસ પડતો નહોતો

ઉપયોગીતા અને વેપારના હેતુએ બધી વ્યવસ્થા હાથ ધરી હતી ગામમાં જતાં મને બધાં જૂનાં સંસ્મરણો તાજાં થયાં. બાપુ અને મી. ટોઠા રમતા તે જગ્યામાં હવે છોકરીઓની નિશાળ બંધાઈ ગઈ હતી અને છોકરીઓ કસરત કરતી દૃષ્ટિએ પડતી હતી.

ત્યાંથી -બધું અવલોકન કરી અમે બહેનને ત્યાં જૂના કિલ્લાવાળા ઘેર ગયાં ત્યાં અમને આવેલાં જાણી ત્યાંના નોકરો વારાફરતી આવીને જૂના રિવાજ મુજબ અભિનંદન આપી ગયાં.

બે ત્રણ દિવસ પછી બેનના પાડોશી જે ટોકિયોમાં સારા વેપારી હતા, તેના દીકરાની વહુ અમને મળવા આવી. તે નવીન, પૈસાદાર, ઉમરાવશાહી વર્ગમાંથી આગળ પડતી અને અપ-ટુ-ડેટ રીતભાતની હતી

મિત્રને ત્યાં મળવા જાય ત્યારે ભેટ લઇ જવાનો જાપાનમાં રિવાજ છે. તે મુજબ તેમણે નમ્રતા પૂર્વક પણ ગર્વથી પોતાનો રંગીત રૂમાલ ખોલી તેમાંથી સાદાઈ ભર્યા અભિમાનથી એક સારા દેખાવનું કાગળનું ખોખું, કે જેમાં પીપરમેન્ટ હતી, તે કાઢ્યું.

જે કોઈ અમેરિકામાં ઘણા વર્ષ રહ્યું હોય અને પરદેશી વિચારો ધરાવતું હોય તેને માટે ભેટ પસંદ કરવાનું કામ સહેલું નથી. તેથી આ બાઇ પરદેશી ચીજો વેચતી હતી

તેવી દુકાને જઈને પરદેશમાં બહુ વપરાતી વસ્તુ મારે માટે લઈ આવ્યાં.

તેણે ખોખું ખોલ્યું ત્યારે હનાનો અને શિયો મારી પાસે ઊભાં હતાં. શિયો તો પરદેશી દેખાતા અક્ષરો તરફ જોઇ જ રહી. તેને હજી તે વાંચતાં નહોતું આવડતું, પણ હનાનોએ બીજી જ દૃષ્ટિએ એ શી વસ્તુ છે તે જાણી લીધું. થોડી વાર શાન્ત રહી નવીન આવનાર બાઈ તરફ ટીકાખોર નજરે જોતી બોલી, "માફ કરજો," અને બીજા ઓરડામાં ચાલી ગઈ અને જ્યારે અમારાં આગંતુક બાઈ ગયાં ત્યારે બહાર નીકળી આવી મને કહ્યું, "તમારે માટે આવી ભેટ? કેવું અજબ! એક દિવસ સાંજે અમેરિકામાં હું નિશાળેથી કંઈક ચાવતી ચાવતી આવતી હતી ત્યારે તમે ખૂબ ખિજાયાં હતાં અને મોં ધોવરાવી નાખ્યું હતું. અને મને કહ્યું હતું કે જો હું જાપાનમાં હોત તો ઇશી મને નરકનો ભૂખ્યો આત્મા કહેત! એ વાતની એને ખબર હોત તો તે શું ધારત?"

બહેનને આ વાતમાં રસ પડયો અને તેમણે કહ્યું કે આ રિવાજ દાંત રંગવા જેવો જ વિચિત્ર લાગે છે. તેમણે પછી તે રિવાજની ઉત્પત્તિ સંબંધી વાત કહી.

એક અદેખો પતિ તેની સુંદર પત્ની ઉપર ખૂબ ખીજાતો અને કહેતો, "તું હસે છે તે પણ તારા રૂપાળા દાંત દેખાડવા માટે હસે છે." બાઇ બિચારી સારી અને ભોળી. તેને થયું કે લાવને દાંત રંગી નાખું એટલે કોઇ એવું તો

નહીં કહેને! એમ વિચારી તેણે દાંત રંગ્યા. દાંત રંગવાથી, કદ્રૂપી દેખાવાને બદલે ઊલટી વધારે સુંદર દેખાવા લાગી. તેનો ધણી ઘેર આવ્યો ત્યારે તેના રંગેલા દાંત જોઈ પૂછ્યું, " તેં દાંત શા માટે શણગાર્યા ? "

"દાંત ન દેખાય તેમ કરવાના ઇરાદાથી પોતે તેવો પ્રયત્ન કર્યો હતો એમ તેણે કહ્યું.

" બૈરીની સરળતા જોઇને તેના વરનો અદેખો સ્વભાવ મટી ગયો. અને ત્યારપછી સારી પત્નીએ દાંત રંગવા એવો રિવાજ નીકળ્યો."

બાપુજી અને મી. ટોડા દાંત રંગવાના સંબંધમાં વળી બીજી જ વાત કહેતા.

" જાપાનમાં ( ખાવાનાં ) પાન બહુ ઓછાં થતાં, અને ધનવાન લોકો જ પાન ખાઇ શકતા અને જેને કારણે તેઓના દાંત લાલ થતા. તે ઉપરથી આ રિવાજ નીકળેલો."

બેનની સાથે તેમને ત્યાં રહી અમે આઠેક દિવસ ગાળ્યા. એક દિવસ તેમનું ગોડાઉન દેખાડવાનું કહ્યું, એટલે અમને ત્યાં તેડી ગયાં. નાગાઓકાના ઘરનો સામાન બધો તેમને ત્યાં હતો. હવે તો એ જૂના સામાનનો મોટો ભાગ નિરુપયોગી જેવો થઈ પડયો હતો, પણ તેમાં કેટલીક વસ્તુઓ જૂના વખતની, ઉપયોગી અને સુંદર હતી. મારે માટે તો તે સંસ્મરણોથી ભરપૂર હતી. ગોડા-

ઉનમાં ફરતાં ફરતાં હનાનોએ કહ્યું, "આટલી બધી વસ્તુઓ એક સાથે મેં કોઇ દિવસ જોઇ નથી."

"આ તો એક સ્ટોર જેવું છે." શિયોએ ઉમેર્યું. "માત્ર બધી વસ્તુઓ વ્યવસ્થિત ગોઠવાયેલી નથી એટલું જ."

બાળકીઓની માસી હસ્યાં અને કહ્યું કે તેમને ઘર ગોઠવતાં આવડે છે કે નહીં તે વિષે ટીકા કરવાની નથી.

જાપાનમાં ખૂબ ભરચક ગોડાઉન ઘરની દરેક વસ્તુઓનું સારામાં સારું પ્રદર્શન ગણાય છે. એને પાલખી દેખાડી. ત્યારપછી મારા કહેવાથી વડવાઓના તથા પોતાના લગ્ન વખતનાં કપડાં દેખાડયાં અને ભરત ભરેલી અને ખુલ્લા રાતા રંગની કિનારવાળો ઝબ્બો કાઢયો.

જાપાનીસ સ્ત્રીઓની સાચવણી ઘણી સારી હોય છે. તેને કારણે તે નવો ને નવો જ લાગતો હતો.

"આપણે નાટકમાં જોયો હતો તેવો આ ઝબ્બો તો લાગે છે." હનાનોએ તે જૂનો પુરાણો ઝબ્બો જોઇ કહ્યું. અને ખરેખર હતું પણ તેમજ. અમારાં નાટકોમાં જૂનામાં જૂની રીતના પહેરવેશ રાખવામાં આવે છે.

તેમના લગ્ન પ્રસંગનાં સાત સુંદર કપડાં હતાં તેમાં એક સફેદ રંગનું હતું તે બાપના ઘરેથી વળાવ્યાનું સૂચવતું હતું, જ્યારે ઘેરા લાલ રંગનું કપડું સાસરીયાના ઘરમાં વાસો કર્યાનું સૂચન કરતું હતું. બાકીનાં પાંચ પણ ભારે

અને ભરત ભરેલાં હતાં, તે બધાં લગ્નનું મહત્ત્વ સૂચવતાં હતા.

લગ્નનાં કપડાંના કબાટની બાજુમાં જ મરણક્રિયા વખતે પહેરવાનાં કપડાંનું કબાટ હતું. એ મરણ વખતે પહેરવાના ઝભ્ભા ઉપર બુદ્ધ ધર્મના પુસ્તકોમાંથી ઉતારા હતા. બહેન જ્યારે મરણ વખતની તૈયારીનાં કપડાં પાછાં ગોઠવતાં હતાં ત્યારે તેમનું ધ્યાન બાળકો તરફ ગયું. બન્નેનાં મોં ગંભીર હતાં.

“આટલાં બધાં ઉદાસ અને ગંભીર કેમ બની ગયાં?” બાળકોને ગંભીર જોઇ બહેને તેમને પૂછ્યુ. “મુસાફરીમાં જવાનો તાર આવે અને મારી પાસે કપડાંની પેટી તૈયાર ન હોય તો એ શરમભરેલું ન કહેવાય?”

“હા.” છોકરાંઓએ કહ્યુ. અમેરિકામાં કપડાં વગેરેની મુસાફરીની પેટી તૈયાર રાખવી એ જેટલું સાધારણ છે, તેટલું જ જાપાનમાં દરેક જાપાનીસને માટે છેલ્લી મુસાફરીની તૈયારી કરી રાખવી એ સાધારણ અને વ્યવહારુ છે.



# પ્રકરણ ૨૦ મું

## કાળાં વહાણ

રાત પડી હતી. બાળકો સૂઈ ગયાં હતાં. થોડું ઘણું અધુરું રહેલું કામ હું કરી રહી હતી, તે વખતે એકાએક મારું મન ભૂતકાળમાં પ્રવેશ્યું.

એક નાની કાળા વાળવાળી છોકરી મોટા દરવાજામાંથી પસાર થઈ બધાં વડીલોને જલદી જલદી નમસ્કાર કરી દાદીમા પાસે જઇને બેઠી અને દુનિયાનો નકશો દેખાડતાં કહ્યું, "દાદીમા આ મને નથી રુચતું. મેં આજે જાણ્યું કે આપણી વહાલી માતૃભૂમિ તો દુનિયામાં તદ્દન નાનકડા બેટોની બનેલી છે!"

દાદીમાએ પોતાના દાબડી જેવા ચશ્મા ચઢાવ્યા અને થોડી વાર ગંભીરતાથી નકશા તરફ ધ્યાન પૂર્વક જોઇ ચોપડી બંધ કરી કહ્યું, "એ નકશો કાળાં વહાણવાળા લોકોએ બનાવેલો છે. તેઓ નકશામાં જાપાનને તદ્દન નાનો

ચિતરે એ સ્વાભાવિક છે. જાપાનીસ લોકોએ બનાવેલા દુનિયાના નકશામાં જાપાન મોટું હોય."

"કાળા વહાણવાળા લોકો કોણ હોય છે?"

"વગર બોલાવ્યે આપણી પવિત્ર ભૂમિમાં આવેલા રાતા જંગલીઓ છે. મોટા, કાળા, સઢ વિનાના ચાલતા વહાણમાં તેઓ આવેલા."

"હા. મને ખબર છે. ઇશી મારી પાસે એક વખત એ ગીત ગાતી હતી. વારુ દાદીમા. તેને કાળાં વહાણ શું કામ કહેતા હશે?"

"કારણ કે આઘેથી પાણીમાં વાદળાની જેમ કાળા ગોટેગોટા નજીક આવતા હોય તેવું લાગતું. વળી તેમના વહાણમાં ભારે ગર્જના કરતી લાંબી કાળી બંદૂકો હતી. એ રાતા જંગલીઓને સુંદરતાની કશી કિંમત નહોતી. જાપાનીસ હોડીઓના રેશમી સઢ તથા સુંદર કોતરકામવાળા તેમજ મોતી જડેલ હલેસાઓ જોઈ તે લોકો મશ્કરી કરતા. તે લોકો વેપારી જેવા દેખાતા. દેવ બાળકોનાં હૃદય જાણવાની તેમને પડી નહોતી." દાદીમા બોલતાં અટકયા અને પોતાનું ડાકું હલાવ્યું.

"પછી શું, દાદીમા?" નાની ચતુર બાળકીએ પૂછયું. "કાળાં વહાણો અને હલકટ જંગલીઓ જતા રહ્યા?"

તેમણે ઊંડા શ્વાસ લેતાં કહ્યું, "એ લોકો ઘણી વખત

પાછા આવ્યા અને હજીય એ લોકો આવે છે અને હવે તો આપણી પવિત્રભૂમિના લોકો પણ વેપારીઓની જેવા થઈ ગયા છે શાન્તિ અને સંતોષ ચાલ્યાં ગયા છે."

"ફરીથી લોકો શાન્ત અને સંતોષી નહીં થાય?" બાળકીએ કહ્યું. "અમારા શિક્ષક કહેતા હતા કે વહાણો એકબીજા દેશને નજીક લાવે છે."

"સાંભળ" દાદીમાએ કહ્યુ. "બેટી, દેવના બાળકો અને રાતા જંગલીઓ એકબીજાના હૃદયને નહીં ઓળખે તો વહાણો ફર્યા કરવા છતાંય બે દેશો નજીક (આધ્યાત્મિક દૃષ્ટિએ) નહીં જ થાય."

× × × × ×

વર્ષો વીતી ગયાં. નાની એત્સુબો, જેણે કાળાં વહાણું અને રાતા જંગલીઓની વાત સાંભળી હતી તે પોતે જ સઢ વિનાના ચાલતા કાળા વહાણમાં બેસી રાતા જંગલીઓની દૂર આવેલી ભૂમિમાં ફરી જતી હતી. ત્યાં તે શીખી કેઃ—

દુનિયાની બંને બાજુએ સરખાં જ માનવહૃદય છે. પણ પશ્ચિમના તથા પૂર્વના લોકોથી આ સત્ય અજાણ્યું રહેલું છે. રાતા જંગલીઓ અને દેવ બાળકો હજી એકમેકનાં હૃદય નથી ઓળખી શકયા અને હજીયે એ રહસ્ય તેમનાથી અણજાણ્યુ જ છે.

પણ વહાણો? એમની સફરો તો ચાલુ જ છે.

(સમાપ્ત)

# અમારાં પ્રકાશનો

શ્રી સયાજીરાવનાં ભાષણો ભાગ-૧લો — ૨-૦-૦

" " ભાગ-૨જો — ૨-૦-૦

" " — ૦-૪-૦

શ્રી સયાજીરાવ ગાયકવાડ

વિદ્યાર્થી વાંચનમાળા શ્રેણી ૧લી — ૧-૮-૦

" " " ૨જી — ૧-૮-૦

" " " ૩જી — ૧-૮-૦

" " " ૪થી — ૧-૮-૦

" " " ૫મી — ૧-૮-૦

" " " ૬ઠ્ઠી — ૧-૮-૦

" " " ૭મી — ૧-૮-૦

કોયડા સંગ્રહ ભાગ ૧લો — ૦-૮-૦

" " ભાગ ૨જો — ૦-૮-૦

આલમની અજાયબીઓ — ૦-૮-૦

કુમારોની પ્રવાસકથા — ૦-૮-૦

જાપાનની રમણી

| | |
|---|---|
| કુદરત અને કળાધામમાં વીસ દિવસ | ૧–૮–૦ |
| ઇલુરાનાં ગુફામંદિરો | ૦–૮–૦ |
| અજંતાનો યાત્રી | ૦–૮–૦ |
| સીકીમની વીરાંગના | ૦–૫–૦ |
| નેકીનો રાહ | ૦–૪–૦ |
| સફેદ સાયામાં | ૨–૦–૦ |
| ૪૪ પ્રાણવાન વાતો | ૨–૦–૦ |
| આદર્શ સમાયણ | ૧–૪–૦ |
| મહાવીરભક્ત મણિભદ્ર | ૧–૪–૦ |
| વિવિધ પૂજાસંગ્રહ | ૧–૪–૦ |
| શ્રીપાળ રાજાનો રાસ | ૨–૦–૦ |
| વિમળશાહ (સચિત્ર) | ૦–૬–૦ |
| વસ્તુપાળ તેજપાળ ( ,, ) | ૦–૬–૦ |
| સોરઠી શૂરવીરો | ૦–૪–૦ |
| નવયુગની નાટિકાઓ | ૧–૦–૦ |
| નવયુગનો જૈન | ૧–૦–૦ |
| તપ વિચાર | ૦–૪–૦ |
| રાજનગર સાધુ સંમેલન | ૧–૪–૦ |
| વીર દયાલદાસ | ૧–૮–૦ |
| બાળ ગ્રંથાવળી શ્રેણી ૧થી ૬ દરેકનો | ૧–૮–૦ |
| ,, ,, શ્રેણી ૧ લી (હિંદી) | ૧–૧૨–૦ |

